# ભકિતજ્ઞાનનો ભંડાર.

## ( ગોવરધન કાવ્ય. )




કર્તા

મર્હુમ કવિ ગોવરધનદાસ ગીરધરદાસ.

( ઉમરેઠ તથા કાલસર નિવાસી. )

માજી હેડ માસ્તર, નાયગામ મ્યુનિસિપાલ ગુ. સ્કુલ, મુંબાઈ.





કર્તાના વીલ મુજબ છપાવી પ્રસિદ્ધ કરનાર

ગોકળદાસ ગોવરધનદાસ પારેખ,

વગેરે. મુંબાઇ.





આવૃત્તિ ૧લી. નકલ ૧૨૦૦. સન ૧૯૧૩.




કીમત બાર આના.

# અર્પણપત્રિકા.

પૂર્ણ પવિત્ર, પૂર્ણ જ્ઞાનવાન, પૂર્ણ શક્તિમાન, સત્ય તથા ન્યાયથી ભરપૂર, દયાના સાગર, એવા અનંત બ્રહ્માંડના કર્તા, અનાદિ પરમેશ્વર, આપ જ નીતિ, બુદ્ધિ તથા જ્ઞાનના દાતા છો. આપની સ્હાયવડે જ સર્વ ક્રિયાઓની સિદ્ધિ થાય છે, અને આ પુસ્તકની રચના થવી એ પણ આપની કૃપાપ્રસાદિનો જ પ્રતાપ છે, એમ માની આપ તરફથી મળેલી પ્રસાદિ આપને જ અર્પણ કરવામાં આવે છે, તે સ્વીકારશોજી, એમ સવિનય પ્રાર્થના છે. તથાસ્તુ.

લિ. આપનો ચર્ણરજ સેવક

**ગોવરધનદાસ ગિરધરદાસ દેસાઇ,**

હેડમાસ્તર, મ્યુ. ગુ. નાયગામ સ્કુલ,

મુંબાઈ.

# અનુક્રમણિકા.

# ભક્તિજ્ઞાનનો ભંડાર.

## (ગોવરધન કાવ્ય.)

---

### પ્રકરણ પહેલું.

---

#### પદ ૧ લું.–માયારૂપી જુઠી જંજાળ.

રાગ—મનસ્વી.

જુઠી જંજાળે જીંદગી જોડી, શીદને કરતો દોડાદોડી;
ઉંધાં છતાંમાં એળે ગુમાવી, હવે રહી છે થોડી;
પ્રભુની આજ્ઞા અમુલ્ય જે તેની, કરી તેં કીંમત કોડી....શીદને.
ધુતી ધુતી ધન ભેગું કીધું તેં, કંઇક તીજોરીઓ તોડી;
કપટ કરીને કાળજાં કરડે, ચાડીઓમાં ચિત્ત ચોડી....શીદને.
લાંચો લઇને લાખો કમાયો ઘરે રાખી છે ઘોડી;
મફતનું ખાઇને મહેલ બંધાવ્યા, રાખ્યા વહાણુ ને હોડી....શીદને.
મારૂં મારૂં કરી મુછો તું મરડે, ચાલતો અંગ મરોડી;
હાય મારા પૈસા ને હાય મારી બૈરી, હાય મારાં છોકરાં, છોડી....શીદને.
અંત સમે કોઇ કામ ન આવે, ફટ, ફટ, હાંડલી ફોડી;
બળતી ચીતામાં લાંબા થઇને, પોતે રે જાશો પોઢી....શીદને.

માટે રે મિત્રો મનમાં રે સમજો, માયાને મારજો કોઢી;
ગોવરધન કહે બ્રહ્મ તણા જ્ઞાનમાં, રાખજો ચિત્તને ચોઢી....શીદને.

---

### પદ ૨ જું.-ધુતારા બાવા.

જોઇ લીધો જગતના બાવા, ધર્યો ભેખ ધૂતીને ખાવા.
આવીયા કેમ અહિં આવા, ભોળવા જગતને બાવા.
ટોળે મળીને ભટકી મળે છે, લાકડાં ચોરી જાય;
લાંબા લાંબા ચીપીયા ને લાંબી લાંબી દાઢીએ,
બાળક બહુ ગભરાય. આવીયા.
સીધાં રે ખાવા મુખીને શોધે, ચેલા દોડે દશ બાર;
મોનત બનીને માળાને ફેરવે, જાણે ન યોગ લગાર. આવીયા.
ધંધો ન આવડયો ન ધુણી ધીકાવી, વધ્યો ભોમી પર ભાર;
ધુણીઓના તાપમાં દીધેલા શ્રાપમાં, એળે ખોયો અવતાર. આવીયા.
ડોળા દેખાડીને દુધપાક માગે, માલપુવા દશ બાર;
ગોવરધન કહે બ્રહ્મના જ્ઞાન વિના, મુક્તિ નથી મળનાર. આવીયા.

---

### પદ ૩ જું.-કન્યાવિક્રય કરનારને ધિક્કાર.

પ્રાણીઆ ભજી લેને કીરતાર આતો સ્વપ્નું છે સંસાર-એ રાગ.

કન્યા વિક્રયના કરનાર, તેના જીવતરને ધિક્કાર.—ટેક.
કસાઈ કરતાં તે છે ભૂંડો, તેને અડવાથી અભડાય;
હાડ, ચામડાં ને માંસ વેચી તે તો, મનમાં બહુ મલકાય. કન્યા.
ચોર, ચાડીયા ને લાંચ ભક્ષી, તેથી છે હલકો તેહ;

પાપ કરી તે પેટ ભરે છે, બળ્યો રે એમનો દેહ. કન્યા.
ગુણ ન જુએ જ્ઞાન ન જુએ, ન જાણે નીતિ ધર્મ;
બુઢ્ઢા જનને બાળકી આપે છે, શાની રે તેને શર્મ. કન્યા.
મુરખ, રોગી કુકર્મીને, કન્યા રે દેવા જાય;
પાત્ર કુપાત્ર કદી ન જોતો, પૈસાથી પ્રસન્ન થાય. કન્યા.
ખોટા રે પૈસા ટકે ન ઘરમાં, પ્રગટે ઉલટું પાપ;
ગોવરધન કહે એવા કસાઇને, દેશે કન્યા શ્રાપ. કન્યા.

---

## પદ ૪ થું.–લોકોની ખોટી ભ્રમણા.

રાગ–મનસ્વી.

ભ્રમણામાં ભરમાયા રે લોકો, ભ્રમણામાં ભરમાયા.
સાચા રે બ્રહ્મને જુઠા રે જાણ્યા, સાચી લાગી છે માયા;
હીરાની સાથે હાંડી લઇને, છેલ તમે છેતરાયા રે. લોકો.
માલ, મસાલા, મલીદા, ઉડાવી, કુડી બગાડી કાયા;
નાટક, ચેટક વાર્તાઓ વાંચી, ધુતવાને માટે ધાયા રે. લોકો.
ઉપનિષદ્ ને ગીતા મૂકીને, રાજીયાં ને રાસડા ગાયા;
પ્રપંચ કરતાં પાછું ન જોતા, ખોટા રે ખેલ ખેલાયા રે. લોકો.
ભુધરજીની ભક્તિ છોડીને, ભુતના બાકળા બનાયા;
તેત્રીશ દેવોથી તૃપ્ત થયા નહિં, પીરના પરસાદ ખાયા રે. લોકો.
લાંચો લેવામાં લાલચુ પૂરા પણ, તોય ગણાયા તે ડાહ્યા;
ડહાપણ ઉપર દવ લાગ્યો ત્યારે, કુટી બદામે વેચાયા રે. લોકો.
બાધાઓ રાખી આખડી રાખી, દોરા ને ધાગા કરાયા;
ગોવરધન કહે બ્રહ્મના જ્ઞાન વિના, ગોળને પાણીએ નાહ્યા રે. લોકો.

## પદ ૫ મું.—બ્રહ્મજ્ઞાનની કઠિણતા.

રાગ—મનસ્વી.

બ્રહ્મ તણું જ્ઞાન ભલું, છે કઠિણ ભાઇ;
છે કઠિણ ભાઇ હો, છે કઠિણ ભાઇ. બ્રહ્મ.
સદ્ગુરૂ સાથ વિના, શ્રવણ મનન વિના;
નિદિધ્યાસન વિના, કદિ ન મળે કાંઇ. બ્રહ્મ.
ચતુષ્ટ સાધન વિના, ષટ સંપત વિના;
વિવેક વિરાગ વિના, કદિ ન મળે કાંઇ; બ્રહ્મ.
યોગના અભ્યાસ વિના, જ્ઞાનના પ્રકાશ વિના;
શુદ્ધ કર્મ ભક્તિ વિના, કદી ન મળે કાંઇ. બ્રહ્મ.
ચિત્તના નિરોધ વિના, તજ્યા કામ ક્રોધ વિના;
ગુરૂ તણા બોધ વિના, કદી ન મળે કાંઇ. બ્રહ્મ.
સાત્વિક અહાર વિના, વિવેક વિચાર વિના;
વાસના સંહાર વિના, કદી ન મળે કાંઇ. બ્રહ્મ.
તજ્યા ભય ખેદ વિના, વૃત્તિ નિર્વેદ વિના;
આનંદ અભેદ વિના, કદી ન મળે કાંઇ. બ્રહ્મ.
દૃઢ વિશ્વાસ વિના, તજ્યા આશા પાસ વિના;
ગોવરધન દાસ પણ, ભલો બ્રહ્મ માંહી. બ્રહ્મ.

---

## પદ ૬ ઠું.—જગતના નાથ તુજને જપું.

રાગ—મનસ્વી.

જગતના નાથ તુજને જપું. ટેક.
તુજને જપું હું તો તુજને જપું, જગતના નાથ તુજને જપું

દીન દયાળા દીન બંધુ છો, દેવ તણા એ દેવ;
શરણે રાખો સ્નેહ ધરી પ્રભુ, સદાય કરીએ સેવ. જગતના.
દાતા, ધાતા તું પીતુ માતા, વિશ્વમાંહી વિખ્યાત;
અચળ અકળ છે અવિનાશી તું, તુંજ જગતનો તાત. જગતના.
સગાં સમ્બન્ધીમાં સાચો સગો તું, બીજાં છે જૂઠી જાળ;
સ્વાર્થ સાધીને સટકી જાતાં, જયારે આવે અંતકાળ. જગતના.
તુજ વિના નથી આશરો કોનો, નહિ આશ્રય દાતાર;
ઘણા તણાં ઓશીઆળાં કર્યા પણ, મળ્યો નહિં કંઇ સાર. જગતના.
સંસ્કાર હોય ત્યાં સુધી સાથે રહેશે, પુત્ર અને પરિવાર;
પૂર્વ કર્મ પ્રારબ્ધ પ્રમાણે, સુખદુઃખનો દેનાર. જગતના.
પ્રભુથી ઉત્તમ કોઇ ન પીછાનું, ધન, શરિર કે નાર;
સર્વ વસ્તુ સમર્પણ કરીને, આવું તુજ દરબાર. જગતના.
પતિ ત્રીભુવન તારો કે મારો, નથી હવે જાનાર;
દાસ ગોરધન દીન થઇ માગે, આજે કરો ઉદ્ધાર. જગતના.

---

## પદ ૭ મું.—આવો અવસર નાવે ફરી.

મન તું શીદને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે.—એ રાગ.

કાયા સફળ ક્યો કરી, આવો અવસર નાવે ફરી. ટેક.
મનુષ્યા રે દેહ તો મોંઘો મળ્યો છે, લક્ષ ચોરાશી તરી;
પારસ પત્થરશું કેમ પછાડીએ, ગદ્ધામાં થાય ગણતરી. આવો.
સાધવાનું હોય તે સાધી રે લેજો, જુઠી જંજાળ દુર કરી;
સદ્‌ગુરૂ બ્રહ્મને શરણે જાજો, ક્ષણમાં જાવું છે મરી. આવો.

જુવાની જાળવી જપો ને માળા, સુકૃત લેજો કરી;
ઘડપણ આવે કે રોગ પધારે, નથી બનવાનું જરી. આવો.
ધંધો કરો ને ધર્મ સંભાળો, દેવ ને પાપથી ડરી;
સંતોષ ને સદ્દવૃત્તિને મેળવી, સમરોને શ્રી હરી. આવો.
અનાદી માયા આળ ચઢાવે, વીરલો જાય ઉગરી;
ગોવરધન કહે જ્ઞાની બનો તો, તરત જાશો તરી. આવો.

---

### પદ ૮ મું.-જગતમાં મુર્ખો કોણ?

તેને તો મુર્ખો માનો, જગતમાં તેને તો મુર્ખો માનો.
એક ધંધામાં મંડયો રહે પણ, વ્યવહારમાંહી અજાણ્યો. જગતમાં.
ડાહ્યો ને ડમરો થઇને બેસે, છળતા કરતો છાનો. જગતમાં.
ઉદ્યમ છોડીને આખા ગામમાં રખડે, શોખ ઘણો છે વ્હાનો. જગતમાં.
વ્યસનમાં પોતે વળગી રહે છે, વિવેક નહિં બેહાનો. જગતમાં.
ઉધાર આણવાની ટેવ પડી છે, દીલમાં છે નહિં દાનો. જગતમાં.
ગોવરધન કહે બળીઆની સાથે, ખોટી રે બાથ ભરવાનો. જગતમાં.

---

### પદ ૯ મું.-સમરૂં સદા શ્રી હરી.

નથી રે રહેવાની એક ઘડી રે, જોબન કાયા નથી રે રહેવાની
એક ઘડી.-એ રાગ.

સમરૂં સદા શ્રી હરી રે, શરણુ આવી સમરૂં સદા શ્રી હરી;
આવી જીંદગી જો એળે ગુમાવું તો, અવસર નાવે ફરી રે. શરણુ.
માયા રે આવી મોહ પમાડે, જેની કીમ્મત નથી જરી રે. શરણુ.
દેવના દેવને દુર્લભ માનું, દીલમાં પાપથી ડરી રે. શરણુ.

પ્રભાતણે હું તો ભોગ બનીને, લેઉં રે સુકૃત કરી રે. શરણુ.
તું છે ત્રાતા, તું છે દાતા, નહિં જાઉં તુને વિસરી. શરણુ.
વિઘ્નવિદારક પાળક પ્રભુજી, મેં તો માની છે ખરી રે. શરણુ.
તનબળ, મનબળ, તુજથી મળશે, આત્મા જશે ઉદ્ધરી રે. શરણુ.
વારંવાર હું તુજને સમરૂં પ્રભુ, અરજી ઉર લે જરી રે. શરણુ.
ભક્તિ, બુદ્ધિ ને મુક્તિ દેજે, કાયાનું કલ્યાણ કરી રે. શરણુ.
મોટામાં મોટો દેવાધિ દેવા, તું તો છે પારસમણી રે. શરણુ.
અંતરશુદ્ધિ કરૂં અવિનાશી, અળગા કરી ખટ અરી રે. શરણુ.
વિવેક વૈરાગ્ય વિદ્યા વધારૂં, ધ્યાન ને ધારણા ધરી રે. શરણુ.
ગોવરધન કહે ગુરૂના જ્ઞાનથી, હાથ કરો શ્રી હરી રે. શરણુ.

---

## પદ ૧૦ મું.–લોભીનો એળે ગયો અવતાર.

પ્રાણીઆ ભજી લેને કીરતાર, આતો સ્વપનું છે સંસાર.–એ રાગ.

લોભીયા લાંચો તણા લેનાર, એમનો એળે ગયો અવતાર. ટેક.
ખોટી રે ખટપટ ઊભી કરીને, ખોટા રે ખેલ કરનાર;
છતી આંખ્યોએ આંધળા બન્યા છે, સુઝે નહિં તલભાર. રે લોભીયા.
મફતનું ખાઈને મોજો કરે પણ, મળશે જમનો માર;
અધર્મનું તે ઓકવું પડશે, પેટે નથી પચનાર. રે લોભીયા.
ગરીબ નહિ જુએ જ્ઞાની રે નહિં જુએ, નહિ જુએ દેવ દરબાર;
ન્યાય તણો અન્યાય કરીને, દીન જનને દમનાર. રે લોભીયા.
ફુંકી ફુંકીને ફોલીરે ખાય છે, કંપટ કરતો હજાર;
માથાંનો મળશે ત્યારે ઉતારશે, ભોમી ઉપરનો ભાર. રે લોભીયા.

ધુતી ધુતીને ભેગું કર્યું પણ, તારૂં નથી તલભાર;
એક દહાડો મ્હોઢું ફાટી જશે ત્યારે, કશું નથી વળનાર. રે લોભીયા.
સાથે રે તારી કોઈ આવે નહિ, રાગ કાઢી રડનાર;
પાપનાં પોટલાં પેટે બાંધ્યાં પણ, તારૂં ન કોઇ થનાર. રે લોભીયા.
તારા રે કરતાં ગદ્ધારે સારો, કાંઈ ઉપકાર કરનાર;
બીજાને સારૂં સુખ આપીને, પોતે દુઃખ ખમનાર. રે લોભીયા.
માયા જુઠી છે ને કાયા જુઠી છે, સાચો છે સરજનહાર;
કાલસરવાસી કહે છે ગોવરધન, સમજો સાર અસાર. રે લોભીયા.

---

## પદ ૧૧ મું.-નીચ મનુષ્યનાં લક્ષણ.

પ્રાણીઆ ભજી લેને કીરતાર, આ તો સ્વપ્નું છે સંસાર-એ રાગ.

જેણે કીધો અતિ અન્યાય, તેનું જડ તે મૂળથી જાય. ટેક.
અન્યાયી જન આડું બોલે, પક્ષપાત બહુ થાય;
સાધુજનોને સંતાપ આપે, પામરને પીડાય રે. જેણે.
પંચાત કરવા જ્યાં ત્યાં પેસે પણ, લાંચો માટે લલચાય;
બીજાનો હક હોય તેને ડુબાવી, પોતે ઓઇઆં ટરી જાય રે. જેણે.
સારી સામગ્રી સોંપી સાચવવા, ખૂણે પેસી ખાઇ જાય;
વાંક વિનાનો વાંક કહાડે છે, નથી આવડતો ન્યાય રે. જેણે.
ચોર ચાડીયાને ચતુર કહે છે, દીન પુરૂષ દંડાય;
પોતાનું જ્યારે પેટ ભરાય તો, ગાંડાનો ડાહ્યો ગણાય રે. જેણે.
ડાહ્યા પાસેથી દોકડો ન મળતાં, તેની કરે નિંદાય;
સજ્જન પુરૂષની સોબત ગમે નહિં, નાગાને નમવા જાય રે. જેણે.

સાચા જનોને સ્હાય ન કરતો, જુઠાના જુઠમાં તણાય;
જુઠી બનાવટ જુઠી રે શાહીદી, પોતે તો પૂરવા જાય રે. જેણે.
ચાર આના માટે સત્ય ચૂકે છે, મનમાં ઘણું મકલાય;
પોતે પોતાના બાપનું જાણે, બીજાનું લુંટવા જાય રે. જેણે.
પોતાના હકનું પોતે ન માગે, તેથી વધારે ખાય;
આડા રે ઓડા વેહા નાંખે છે, જેહ પ્રમાણ નવ થાય રે. જેણે.
શાણા પુરૂષ જો સમજાવા જાય તો, ધસીને લડવા જાય;
ગોવરધન કહે જ્ઞાની બનો તો, તેને અડીને ન્હાય રે. જેણે.

---

## પદ ૧૨ મું.-સારૂં થવાની નિશાની.

જેણે કીધી છે સંતની સેવા,
દીલથી ભજે દીનાનાથ દેવા, તે તો સારૂં થવાની નિશાની.
લક્ષ એકથી નામજ લીધું, બધા પાપને પ્રલે કીધું. તે તો.
જ્યારે આત્મા તણો અભ્યાસ, આખી દુનીયાનો બનીઓ દાસ. તે તો.
રાખે રૂદીઆમાં નહિં રોષ, દુર કીધા છે સઘળા દોષ. તે તો.
જેને ગુરૂની પડી છે ગમ, ભાગ્યો ભાગ્યો છે ભ્રાંતિ ભરમ. તે તો.
જ્યારે અંતરશુદ્ધિ આણી, વદે વદે છે વેદની વાણી. તે તો.
જ્યારે ગીતાના જ્ઞાનને જાણ્યું, ઉપનિષદ્ ઉરમાં આણ્યું. તે તો.
કોઇ પ્રકારનો નહિં કલેશ, ગણે સરખા રે રંક ને નરેશ. તે તો.
ધર્મ રીતિથી ધન મેળવાએ, જોઈ દુરજનને દૂર જાએ. તે તો.
સૌ સાથેરે કીધો સંપ, જ્યારે ઝાઝો રે વળીઓ જંપ. તે તો.
જ્યારે કુડકપટ નવ કીધું, નામ પ્રભુનું મિથ્યા ન લીધું. તે તો.

૬૦૧૭

જેણે લાંચો કદી નવ લીધી, જેણે તાડી મદીરા ન પીધી.-તે તો.
જ્યારે પ્રગટયો છે સૌમાં પ્રેમ, જેના કામમાં નૌતમ નેમ. તે તો.
જ્યારે કોઇનો નથી વિશ્વાસ, જ્યારે નથી રે કોઇની આશ. તે તો.
જ્યારે સદા રહે સાવધાન, મહા જનનું પામે માન. તે તો.
જ્યારે સ્વતંત્રતા સાધ્ય કીધી, પુરી પરતંત્રતા ફેંકી દીધી. તે તો.
જે કોઇનો નથી ઓશીઆળો, જેની ગમતમાં નથી ગાળો. તે તો.
જ્યારે ઢોંગ કરે ન લગાર, કીધો શોક તણો સંહાર. તે તો.
જ્યારે ન્યાયને મારગે ચાલે, જ્યારે સત્યની માળા ઝાલે. તે તો.
**કાલસરવાસી ગોવરધન કહે છે, જ્યારે શાંતિ ને ભક્તિમાં રહે છે. તે તો.**

---

## પદ ૧૩ મું.-દુર્જનના દેદાર.

કહેવા દેને કાન, તારી માને કહેવા દેને કાન.-**એ રાગ.**

દુરજનના દેદાર, દેખોરે ભાઇ દુરજનના દેદાર. ટેક.
ચાડીમાં ચકચુર રહે છે, હરામનું ખાનાર. દેખો રે.
ન્યાયની વાતમાં વેગળો નાસે, ખોટો રાખે ખાર. દેખો રે.
સજ્જન પુરૂષની સાથે ન બેસે, પાપી ઉપર ઘણો પ્યાર. દેખો રે.
મફતીઓ થઇ લાંચો મેળવવા, મારે ગરીબને માર. દેખો રે.
ચંડાળ ચોકડીમાં ચતુર ઘણો છે, પ્રપંચનો નથી પાર. દેખો રે.
જુઠું બોલતાં જરી શરમ નહિં, ગણે ન પાપ લગાર. દેખો રે.
દીકરીઓના દામજ લે છે, પરનારી પર પ્યાર. દેખો રે.
વ્યસનમાં ઝાઝો વળગી રહેછે, નવરો ના થાતો લગાર. દેખો રે.
સાચો ધંધો કદી ન સુઝે, દ્વેષ ઘણો ધરનાર. દેખો રે.

ભ્રષ્ટ વાણી તો મુખથી ભાખે છે, અશુદ્ધ કરતો ઉચ્ચાર. દેખો રે.
અધર્મનું ધન લઇને આપે છે, દેવતણે દરબાર. દેખો રે.
માળા ઝાલે છે ટીલાં તાણે છે, અંતર મેલું અપાર. દેખો રે.
શાસ્ત્રનો શબ્દ તો કાને ન સાંભળે, નથી વિવેક વિચાર. દેખો રે.
દેવું કરતાં પાછો ન હઠતો, પાછું નહિં દેનાર. દેખો રે.
મનનો મેલો છે ને તનનો મેલો છે, મેલો તેનો આચાર. દેખો રે.
મોઢે મીઠો ને કાળજામાં કપટી, ઘેરે ઘેર જમનાર. દેખો રે.
ભુદરજીની ભક્તિ ન ભાવે, ભુંડાઈનો છે ભાર. દેખો રે.
દોઢ ડાહ્યા થઇ ગપ્પાં મારે છે, સમજે ન સાર અસાર. દેખો રે.
ગોવરધન કહે એવા દુરજનનો, એળે ગયો અવતાર. દેખો રે.

---

## પદ ૧૪ મું.–ઢોંગી ભકતોને ધિક્કાર.

કહેવા દેને કાન, તારી માને કહેવા દેને કાન.–એ રાગ.

ઢોંગી ભકતોને ધિક્કાર, એવા એવા ઢોંગી ભકતોને ધિક્કાર.
ટાઓટા કૂટે ને નાચે કૂદે છે, નખરાં કરે હજાર;
બાઇડીઓના ટોળામાં ગાવા બેસેછે, પૈસા લેવાનો વેપાર. એવા એવા.
લાંબાં લાંબાં ટીલાં તાણે છે, છાપો કરે હજાર;
માળાઓના ઢગલા ગળામાં, લબડે હારો હાર. એવા એવા.
ખાવાનું ખોળવા ભક્તિ કરે છે, મુર્તિની કરે હાર;
ધનવાન જોઇને સામા ધસે છે, ગરીબને મારે માર. એવા એવા.
ઇશ્વર વ્યાપક અવની મધે, ઓળખે નહિં લગાર;
પરસાદ ધરીને તેને ફોસલાવે, એતો પેટ તણો વેપાર. એવા એવા.

કોઇ કોઇ તો છબછબીઓ લઇને, કરે છે કૃષ્ણ ઉચ્ચાર;
પોછેરી લઇને દાણા ઉઘરાવે, પાખંડ કરતો હજાર. એવા એવા.
કોઇ તો વળી તુળસી પરણાવે, પથરા સાથે નિરધાર;
કોઈ પીપળાને જનોઇ દે છે, અજ્ઞાન એવું અપાર. એવા એવા.
વારે વારે 'જે' બોલાવે પણ, મનમાં પૈસાનો પ્યાર;
ભોળી ડોશી ને ભોળા ભાભાને, કરે છે તાબેદાર. એવા એવા.

ઓછું આપે છે ને ગળાં કાપે છે, મોઢે છે રામ ઉચ્ચાર;
વિશ્વાસ રાખે તેને ફસાવે, પ્રભુનો ડર નહીં લગાર. એવા એવા.
જુઠું બોલ્યાનું પાપ ન માને, પ્રપંચનો નહિ પાર;
જમવાની લાલચે પ્રભુને જમાડે, બાધા આપે હજાર. એવા એવા.
કથાને તે તો ભક્તિ ગણે છે, જાણે ન ભેદ લગાર;
ઇશ્વર શું છે? ભક્તિ એ શું છે? સમજે નહિ કાંઇ સાર. એવા એવા.
નામનો મહિમા મોટો ગણે પણ, આજ્ઞા લોપે અપાર;
શાસ્ત્ર તણી તો શીખ ન માને, વેદનો નથી ઉચ્ચાર. એવા એવા.
પર ઉપકાર તો કાંઈ કરે નહીં, લે છે પર ઉપકાર;
પર નારી પાસે પગ ચંપાવે, લાલચ આપે હજાર. એવા એવા.
શંખ ફુંકે ને ઘંટા બજાવે, આરતી વારંવાર;
સીતારામ સીતારામ મૂખે કરે પણ, અંતરનો નથી પ્યાર. એવા એવા.
રાસતણાં તે ગીતાં ગાએ અને, ગોપી બને નિરધાર;
સામા સામી ચુંટીઓ લે છે, ગાંડા એ ભક્તિ વિચાર. એવા એવા.
જુઠો રે જુઠો રે મહીમા વધારે, મળીઆ મને મોરાર;
રણછોડરાયની અડધણુ મુરતી, ગપ્પાં મારે રે લગાર. એવા એવા.

દાડી દાડી તે દરશનને દોડે, ખોળે મંદીર મોઝાર;
ઇશ્વર વ્યાપક વ્યાપી રહ્યા છે અંતરમાં આ વાર. એવા એવા.
અંતર આત્મા મૂકી દઇને, ખોળે પ્રભુને બહાર;
ઇશ્વર આજ્ઞા એક ન પાળે, જુઠ્ઠો છે રામ ઉચ્ચાર. એવા એવા.
આત્મજ્ઞાન યોગાભ્યાસ વિના તે, શ્રેય નથી થાનાર;
ગોવરધન ગુરૂ જ્ઞાન વિના તો, મુક્તિ નથી મળનાર. એવા એવા.

---

### પદ ૧૫ મું.–સાચો ભક્ત.

કહેવા દેને કાન, તારી માને કહેવા દેને કાન. એ રાગ.

સાચો રે ભક્ત કહેવાય, તેને રે ભાઇ સાચો ભક્ત કહેવાય. ટેક.
આપ રળેલું આપે ખાયે, કરેછે સૌને સ્હાય;
મફતનું તો માગે ન કદીએ, લાગે છે સૌને પાય. તે તો ભાઇ.
એકાંત બેસી ધ્યાન ધરે છે, જપે પ્રેમે જગરાય;
શી શી આજ્ઞા તેની છે શાસ્ત્રે, શોધે છે તેજ સદાય. તે તો ભાઇ.
લોકોને દેખાડો કરવા, ઢોંગી ભક્તિ ન લગાર;
પોતે સુધરી બીજાને સુધારે, કરે છે પર ઉપકાર. તે તો ભાઇ.
આત્મા ને માયાનું સ્વરૂપ બતાવે, સમજાવે સુખદાય;
બહેકાવે નહિ ખોટું બતાવી, પરગુણ મુખથી ગાય. તે તો ભાઈ.
દોષ પોતાના જોઇ જોઇને, દૂર કરે છે સદાય;
પારકો કોને ગણતો ન કદીએ, સૌનો સરખો ન્યાય. તે તો ભાઇ.
જુઠું રે જીભથી જરી ન બોલે, જોરે કદાપી લાખ જાય;
ચોર હરામીની સંગે ન રહેતો, કદાપી ક્રોડ કમાય. તે તો ભાઇ.

લાંચ, લાલચમાં કદી ન પડતો, કદી બગાડે ન કાય;
જુઠી બનાવટો કે જુઠી રે શાહીદી, કદી ન પુરવા જાય. તે તો ભાઇ.
ડગલે ડગલે પ્રભુથી ડરતો, ધર્મના કામમાં ધાય;
અધર્મી અન્યાયીને અડયાથી, તરત જઈને ન્હાય. તે તો ભાઈ.
કુટુમ્બ સાથે કજીયો કરે નહિં, કદી કુસંગી ન થાય;
પડપંચી ને પાપીની સામું, કદી ન જોવા જાય. તે તો ભાઇ.
એક પ્રભુનો આશરો છે, કોઇની ન માગે સ્હાય;
ઉપકાર જાણી ઉપદેશ આપે, રહે છે શાંત સદાય. તે તો ભાઇ.
અવિવેકીથી અળગો થાતો, બ્રહ્મજ્ઞાને ભળી જાય;
નિષ્કામી થઇ કર્મ કરે છે, તલ્લીન પ્રભુમાં થાય. તે તો ભાઇ.
જુઠી રે ભક્તિ તેને ન ગમતી, કુડ કપટ નહિ કદાય;
સતી નારી વીણ સંગ ન રાખે, સત ધર્મનું તે ખાય. તે તો ભાઇ.
કાલસરવાસી કહે છે ગોવરધન, કરે પવિત્ર સુકાય;
મન, ઇંદ્રિને કબજામાં રાખે, જોગ સમાધિમાં જાય. તે તો ભાઇ.

---

## પદ ૧૬ સું.-પ્રભુના વહાલા ભક્તનાં લક્ષણ.

### રાગ-મનસ્વી.

તે તો રે ભક્ત મને વહાલો, પ્રભુજી કહે છે તે તો રે ભક્ત મને વહાલો.
ભાવ ધરી જે ભક્તિ કરે છે, ઢોંગ ધરે નહિં ઠાલો; પ્રભુજી.
દોષોને સઘળા દૂર કરીને, થાએ છે સૌનો વહાલો. પ્રભુજી.
પાપી જનોની પક્ષ નહિં કરતો, ગાંડી ન ભાંડતો ગાળો; પ્રભુજી.
શાન્તિ રે સાચવી કાર્યો કરે છે, આપે ધર્મનો ફાળો. પ્રભુજી.

ધરમને સાચવી ધંધો કરે છે, ચાલે છે રૂડી ચાલો; પ્રભુજી.
અંત આવે અન્યાયુ ન બોલે, એવાનો હાથ સદા ઝાલ્યો. પ્રભુજી.
હું તું છોડે ને તાપને તોડે, મમતામાં કદી ન મહાલ્યો; પ્રભુજી.
ચારે પ્રકારની ઉન્નતિ કરતાં, ખોટા રે ટેકને ટાળ્યો. પ્રભુજી.
નીતિ ભક્તિનો ટેક જરાએ, પામર જનને પાળ્યો; પ્રભુજી.
ગોવરધન કહે પ્રેમી ભક્તોએ, બ્રહ્મને ક્ષણુમાં ભાળ્યો. પ્રભુજી.

---

## પદ ૧૭ મું.-તેનું કલ્યાણ ક્યાંથી થાય ?

રાગ-મનસ્વી.

જે કોઇ દીલમાં નથી રે દયાળ, જેને મોઢે ભરી છે ગાળ,
તેનું કલ્યાણુ કયાંથી રે થાય. ટેક.
સત્ય તણી કીધી નહિં શોધ, બહુ શાસ્રોતણો નથી બોધ. તેનું.
જે કોઇ હું તુંમાં અથડાયો, ધર્મ ધંધામાં જે નહિં ધાયો. તેનું.
જેણે કીધો ઘણો અન્યાય, સાચી કીધી ન કોઇને સ્હાય. તેનું.
જાણી જોઇને સૌને સતાવે, જુઠાં જુઠાં રે બ્હાનાં બતાવે. તેનું.
જેના કાળજામાં કપટ કંકાશ, ગુરૂ જ્ઞાન તણો નથી પ્રકાશ. તેનું.
જેને સાચો નથી સતસંગ, જેના બોલ્યામાં જરી નથી ઢંગ. તેનું.
જેના ઉરમાં ઘણો ઉચાટ, વાળી નાંખે છે દુનિયાનો દાટ. તેનું.
ઘર ઘાસમાં દેવતા મેલે, જે કોઇ ખોટા રે ખેલમાં ખેલે. તેનું.
પૈસા છતાં જે દેવું ન આપે, આપ્યું વચન જેહ ઉથાપે. તેનું.
જે કોઇ ઘરમાં તે ગંદકી રાખે, સતગુરૂનું વચન નહિં સાંખે. તેનું.
વળી જેના અશુદ્ધ વિચાર, કદી કરતા ન સાધુની બ્હાર. તેનું.

જેણે સાચા ગુરૂ નવ કીધા, ઢોંગી ગુરૂને પૈસા દીધા. તેનું.
જે કોઇ વેશ્યાના સાથમાં વળગ્યો, જે કોઈ દેવાથી નહિ થયો અળગો. તેનું.
જે કોઈ આજનું કરતો કાલ, જેને ભુત, ભવિષ્યની ન ભાળ. તેનું.
જે કોઈ આવેલો લાભ નથી લેતો, છાની વાતો જાહેરમાં કહેતો. તેનું.
ખાધા પીધામાં જેનું છે મન, જેને મિત્ર નથી સજ્જન. તેનું.
જે કોઇ અહંકારમાં અથડાયો, જેને નથી રે ચોથો રે પાયો. તેનું.
જેનાં ઘરમાં નથી જરી જંપ, સાચો નથી રે જેને સંપ. તેનું.
જેણે જુઠમાં જીવતર ખોયું, જેણે આઘું પાછું નહિં જોયું. તેનું.
કાલસરવાસી ગોવરધન કહે છે, જેના રૂદીયામાં રોષ રહે છે. તેનું.

---

## પદ ૧૮ મું.-તે તો નરકે જવાની નિશાની.

રાગ -મનસ્વી. ( ઉપર પ્રમાણે. )

જેનું માયામાં મનડું મ્હોયું, તે તો નરકે જવાની નિશાની. ટેક.
જેણે જીવતર એળે ખોયું. તે તો.
નિંદા કરવામાં નવરો ન થાતો, દેવું કરી જમાડતો ન્યાતો. તે તો.
કદી કર્મ સારાં નથી કીધાં, પામર પ્રાણીનાં રૂધીર પીધાં. તે તો.
ધન સાટે જે છોકરી વેચે, કરે અન્યાયને પક્ષ ખેંચે. તે તો.
ઉંધા છતામાં આયુષ્ય ગુમાવે, દેવું કરી બાપને ડુબાવે. તે તો.
જે કોઇ પરણી તજે છે નાર, કરે વેશ્યા સાથે વ્હેવાર, તે તો.
જેણે કીધાં છે ચોરીને ચાડી, જેહ મોહ્યા લાડી ને ગાડી. તે તો.
મમત રાખીને મૂછો મરડે, ગરીબ જનનાં કાળજાં કરડે. તે તો.

ઘર બ્હાર જે ગંદકી રાખે, ભુંડું ભુંડું મુખેથી ભાખે. તે તો.
અલ્યા ગોવરધન અજ્ઞાન, પીતો નથી પ્રભુ રસપાન. તે તો.

---

### પદ ૧૯ મું.-સાધુ પુરૂષના શણગાર.

પ્રાણીયા ભજી લેને કીરતાર, આ તો સ્વપ્નું છે સંસાર.-એ રાગ.

સાંભળો સાધુ તણા શણગાર, આપણો એથી થશે ઉદ્ધાર. ટેક.
શીલ સંતોષ ને શાન્તિ રે રાખતા, પામર ઉપર પ્યાર;
લાખ જતાં પણ સાખ ખુએ નહિં, રાખે ન કોઇપર ખાર. સાંભળો.
શાસ્ત્ર શ્રવણ શુભ રીતે કરે ને, ગુરૂનું મેળવે જ્ઞાન;
પર ઉપકારમાં પાછા ન હઠતા, જપતા જુગદાધાર. સાંભળો.
યોગાભ્યાસનો અનુભવ પૂરો, કરે છે વારંવાર;
ભય ચિંતા ને ભ્રમણા ત્યાગે છે, કરે નહિં અહંકાર. સાંભળો.
સંશય તેમના સટકી ગયા છે, બ્રહ્મભક્તિ એકતાર;
સારૂં જોઇને સંતોષ પામે, ધરે વિવેક વિચાર. સાંભળો.
ઠગે ન કોઈને ઠગ આવે ત્યારે, પોતે રહે છે હોંશિઆર;
ધર્મ રે સાચવી ધંધો કરે છે, ભરતો દ્રવ્ય ભંડાર. સાંભળો.
વ્યવસ્થા સાચવે વિગતે કરીને, કરે છે સાત્વિક અહાર;
લાંચીઆ લોકની પાસે ન બેસે, નિજ નારી પર પ્યાર. સાંભળો.
સાધુ પુરૂષને જોઇને કરતા, દંડવત નમસ્કાર;
મફતનું ખાવા માંગે ન કદીએ, યોગ્ય ધરે આચાર. સાંભળો.
અંતર બહાર બહુ શુદ્ધિ રાખે છે, ધરે છે સાધન ચાર;
દેવા થકી તો ડરતા રહે છે, આપે છે એક ઉચ્ચાર. સાંભળો.

અજ્ઞાની ઉપર ક્ષમા ધરે છે, કરે છે બ્રહ્મ વિચાર;
સાધુ પુરૂષને શરણે જાતો, કરેછે દુષ્ટ સંહાર. સાંભળો.
ગોવરધન તેવા જ્ઞાનીને જાણુતા, ઇશ્વરનો અવતાર. સાભળો.

---

## પદ ૨૦ મું.–પ્રભુ આશરો એક તમારો.

રાગ–મનસ્વી.

આશરો એક તમારો, અરે પ્રભુ આશરો એક તમારો. ટેક.
દેશમાં ફરીઓ વિદેશમાં ફરીઓ, સાચી ન મળી કો સ્હાય રે;
મીઠાં વચન સુણી મોહ પામું પણ, પાપ પ્રગટ થઇ જાય રે. અરે.
જ્યાં સુધી કાંઇ પણ સ્વાર્થ હોયે, ત્યાં સુધી સગપણ રાખે રે;
ભાઇ ભાઇ કહીને મિથ્યા ભરમાવે, દુઃખીઆં જોઇને દૂર નાંખે રે. અરે.
ધન ખૂટયું તો મનજ તુટયું, કરે ઘણો ઓશિઆળો રે;
આપેલું સર્વે એળે ગયું છે, ભાઇ મટીને થયો સાળો રે. અરે.
બંધુ ન સાચા બ્હેનો ન સાચી, સાચો નહિ પરિવાર રે;
સાચી ન માતા સાચો ન પિતા, મિથ્યા માયાનો માર રે. અરે.
જ્ઞાતિ ન સાચી ને મિત્રો ન સાચા, સાચાં ન કાકા કાકી રે;
મામો ને મામી, માશી ને ફોઈ, અંતે તો મૂકશે હાંકી રે. અરે.
અંત સમે આભડવા આવે, સાચું ન એકે આંસુ રે;
સૌ સૌના સ્વાર્થને રડતાં, મિથ્યા માયાની ફાંસુ રે. અરે.
દુનિયાની કોઇ દાદ ન સૂણે, કરે છે તિરસ્કાર રે;
ચપટી ચાંગળું જો અન્ન માગે તો, દંડો લઇ નીકળે બ્હાર રે. અરે.
સાચો હુનર તે નહિં બતાવે ને, પારકી પીડ નવ જાણે રે;

સંપતમાં જે સલામ કરતા, આ સમે ટાંટીઆ તાણે રે. અરે.
સાચા સગામાં મારા સદ્‌ગુરૂને જાણું રે, જેણે તજ્યો છે સ્વાર્થ રે;
બ્રહ્મ જ્ઞાનનો ભેદ બતાવે, કરે પૂર્ણ પરમાર્થ રે. અરે.
સાચા સગામાં મારા પ્રભુજીને જાણું, જેનો સાચો વિશ્વાસ રે;
સર્વે ત્યાગી તારે શરણે રે આવ્યો, દીન ગોવરધનદાસ રે. અરે.

---

## પદ ૨૧ મું.-સાચું જ્ઞાન સમજવા વિશે.

રાગ—ઉપર પ્રમાણે.

સાચું જ્ઞાન સમજાવો, શ્રી પ્રભુ મારા, સાચું જ્ઞાન સમજાવો.
જેહુ રે જ્ઞાનથી ઝેર ને વેરની, માયાની ગ્રંથી છુટે રે;
પંચ ક્લેશ તો પ્રલે થઈને, તાપ ત્રિવિધિ તૂટે રે. શ્રી પ્રભુ મારા.
સાચા રે જ્ઞાનથી શાન્તિ રે પ્રગટે, આવે ઘણો આનંદ રે;
તન મન ધનની ઉન્નતિ થાશે, ફૂટશે મનના ફંદરે. શ્રી પ્રભુ મારા.
સાચા રે જ્ઞાનથી શુદ્ધિ રે સાંપડે, બાહ્ય અને અંતરની રે;
ભય, ચિંતા ને શોક ભાગી જશે, આશા ન નારી કે નરની રે. શ્રી પ્રભુ મારા.
સત શાસ્ત્રો શ્રદ્ધારે બેસે, વધે ગુરૂ વિશ્વાસ રે;
ઉત્તમ રીતે બ્રહ્મ ઓળખશે, અંતરમાં પ્રગટે ઉજાશરે. શ્રી પ્રભુ મારા.
ભોગોની વાસના દુર રે ભાગશે, યોગ સફળ સિદ્ધ થાશે રે;
ષટ્‌ સંપત્તિ સાંપડશે મુજને, માયાની મોહની જાશે રે. શ્રી પ્રભુ મારા.
સુખ સાગરમાં ન્હાવાનું મળશે, ટળે ઘણો ઉત્પાત રે;
હું ટળશે ને મારૂં ટળશે, ટળશે લાતે રે લાત રે. શ્રી પ્રભુ મારા.
સગાં સંબંધીનો મોહ રે ટળશે, મળશે પ્રભુનું માન રે;

વ્યવહારને પરમાર્થની સાથે, ગુણીયલ મળશે જ્ઞાનરે; શ્રી પ્રભુ મારા.
ભ્રમણા ટળશે ને ભ્રાન્તિ ટળશે, સંશય છેદન થાય રે;
મળ, વિક્ષેપ ને આવરણ જાશે, આત્માનંદ અનુભવારે. શ્રી પ્રભુ મારા.
દ્રષ્ટિ વેધક વિશ્વ વિનયતાને, ચમત્કાર વિસ્તાર રે;
પ્રાણ પરિવર્તન, સ્વર સંધાનને, પરા કુંડળી પર પ્યાર રે. શ્રી પ્રભુ મારા.
સાવધાનતાને ગુપ્ત સંયમતા, ધર્મ તણા દશ બોધ રે;
અમ્મરતાને એકવીસ સિદ્ધિ, જન ને જડની શોધ રે. શ્રી પ્રભુ મારા.
કરકસરતાને દયા બતાવો, અનુકૂળતાને આપો રે;
મહાત્મતા મહાનુભાવો આપો, શાન્ત કરો સૌ શ્રાપો રે; શ્રી પ્રભુ મારા.
નેતિ, ધોતિ, બસ્તિઓ સરવે, બ્રહ્મ દાતણ તે સાથ રે;
કપાળ ભા ત્રાટિકા સાથે, નોળી વજ્રોલી આઠ રે. શ્રી પ્રભુ મારા.
દોષ દ્રષ્ટિને દુર કરાવો, ગુણ દ્રષ્ટિ પર પ્રીતિ રે;
વ્યવહાર ને પરમાર્થ, શીખવો સારી રીત રે. શ્રી પ્રભુ મારા.
કાલસરવાસી કહે છે ગોવરધન, કરૂણા કરો કૃપાળ રે;
મુક્તિ મારગમાં મુજને જોડી, સદા રાખો સંભાળરે. શ્રી પ્રભુ મારા.

---

## પદ ૨૨ મું.–પ્રભુનો સાચો ભક્ત કોણ?

રાગ—મનસ્વી.

મારોરે ભક્ત તેને માનું, પ્રભુજી કહે છે મારો રે ભક્ત તેને માનું.
વેર ને ઝેર જેણે તજી દીધાં છે, સૌનું તે સારૂં ચાહે;
દીન ઉપર દયા દ્રષ્ટિ રાખે છે ને, પુજ્યને લાગતા પાયે. પ્રભુજી.
સૌની સાથે સ્નેહ સાંધે છે, મધુર મિત્રાચારી;

મદ મચ્છરને મમતા રહિત છે, સમતા તો દિસે સારી. પ્રભુજી.
સહનશીલ ને સંતોષી છે, ઇન્દ્રિયો મારી સાથે;
મન પોતાનું કબજે કીધું છે, સાત્વિક ધન દે હાથે. પ્રભુજી.
દઢતાવાળો ને ચિંતા વગરનો, ચિંતા ને ભય જેને અળગાં;
પોતાના પિંડથી કોઇને ન પીડતા, વિદ્યામાં ચિત્ત મન વળગ્યાં. પ્રભુજી.
પવિત્ર ચતુર ને પ્રસન્ન મુખડું, જેને ન હર્ષ ન શોક;
રાગ ને દ્વેષ જેણે બાળી મૂકયા છે, જેને નમે સૌ લોક. પ્રભુજી.
સારી વસ્તુ જે ઇચ્છે નહિં ને, શુભ અશુભ નવ માને;
શત્રુ મિત્રમાં સમાન બુદ્ધિ, ટાઢ ને તાપ સમ જાણે. પ્રભુજી.
માન અપમાનને સરખો માને, રાખે રૂડું મુનિવૃત;
નિંદા ને સ્તુતિ જે સરખાં માને છે, કરે નિષ્કામી કૃત્ય. પ્રભુજી.
એકજ ઠામમાં રહેતો નથી ને, સ્થિર બુદ્ધિ ધરનારો;
સુખ દુઃખને જે સરખાં માને છે, સાચી ભક્તિ કરનારો. પ્રભુજી.

---

### પદ ૨૩ મું.—પ્રભુ ચરણે રાખજો રે.

રાગ—સુદામા ચરિત્રનો.

જય જયરે દેવાધિ દેવ, શરણે રાખજો રે.
સાચા સ્નેહથી કરીએ સેવ, શરણે રાખજો રે.
હું તો ગાળીઓ ને ચંડાળ, શરણે રાખજો રે;
તમે દીનના નાથ દયાળ, શરણે રાખજો રે.
મારાં પ્રલે કરજો પાપ, શરણે રાખજો રે;
જય જય હો જગના બાપ, શરણે રાખજો રે.

તમો પતિત પાવન નાથ, શરણે. ધરો ધરોને શિરપર હાથ. શરણે.
તારી સાચી જો સ્હાય લગાર, શરણે. અમને ભય નહિ તલભાર. શરણે.
હું તો અલ્પ અને અજ્ઞાન, શરણે. તારી કૃપાથી થઉં વિદ્વાન. શરણે.
મારો નિર્ધનનો અવતાર, શરણે. મારો ભરોને દ્રવ્ય ભંડાર. શરણે.
મારો દીસેછે દુર્બળ દેહ, શરણે. બને કૃપાથી બળવાન તેહ. શરણે.
મને મોટી તારી છે આશ, શરણે. પૂરી શ્રદ્ધા અને વિશ્વાસ. શરણે.
મારા શત્રુ જો હોય અપાર, શરણે. તારી કૃપાથી સૌનો સંહાર. શરણે.
સારાં કારજ અવળાં જો થાય, શરણે. તુજ કૃપાથી સૌ સિદ્ધ થાય. શરણે.
મારી વાચા કદી બંધ થાય, શરણે. તારી કૃપાથી ઉઘડી જાય. શરણે.
લોકો મશ્કરીમાં મલકાય, શરણે. તારી કૃપાથી કલ્યાણ થાય. શરણે.
તમો સાચા સગા છો ભ્રાત, શરણે. બીજા કોની કરૂં હું સેવ. શરણે.
તમને નહિં જોઉં સરવે ઠામ, શરણે. તેથી મારા હૈયામાં હામ. શરણે.
તેથી મારે ન કોઈની બ્હીક, શરણે. તુજ કૃપાથી થાશે ઠીક. શરણે.
આવ્યો તમારી પાસ, શરણે. દીન થઈને ગોવરધનદાસ. શરણે.

---

### પદ ૨૪ મું–બ્રહ્મ વિદ્યાના છવીશ અક્ષર.

રાગ–મનસ્વી.

બ્રહ્મ વિદ્યાના ભોગી, હો ભાઇઓ થઇએ બ્રહ્મવિદ્યાના ભોગી.
બ્રહ્મ વિદ્યાના છવ્વીશ અક્ષર, પ્રથમ ભણીએ ભાવેરે;
અભ્યાસ થાતાં બ્રહ્મ વિદ્યાનું, વાંચન તો થઇ જાવે. હો.
પહેલો અક્ષર તો અહિંસાનો શીખીએ, બીજો અક્ષર છે સત્ય રે;
ત્રીજો અક્ષર અસ્તેયને જાણો, ચોથો અક્ષર બ્રહ્મચર્ય. હો.

પાંચમો ક્ષમા ને છઠ્ઠો છે ધૃતિ, સાતમો દયા સ્મરીએ રે;
આઠમો નમ્રતા ને નવ મિતાહાર, બાહ્ય અંતર શૌચ ધરીએ રે. હો.
અગિયાર, બાર છે તપ, સંતોષ ને તેર છે આસ્તિક ટેવ રે;
ચૌદમો દાન, પંદર ઇશ્વર પુજન, સોળે સિદ્ધાંત તતખેવ રે. હો.
સત્તર, અઢાર છે શરમ, દ્રઢતા, ઓગણી જાપને જપીએ રે;
ભલારે ભાવથી જાપ જપાય તો, ભક્ત મંડળમાં ખપીએ રે. હો.
વીસ છે હોમ ને એકવીસ આસન, બાવીસ પ્રાણાયામ રે;
તેવીસ પ્રત્યાહારની સાથે, ચોવીસ ધારણા નામ રે. હો.
પચીસ, છવીસ, ધ્યાન, સમાધિ, અક્ષર છવીસ એવા રે;
બ્રહ્મ વિદ્યાને શીખતાં પ્રથમ, તેતોરે સમજી લેવારે. હો.
સદ્‌ગુરૂ સાચા અનુભવી મળતાં, બ્રહ્મ વિદ્યા સિદ્ધ થાય રે;
દાસ **ગોવરધન** દીન થઇ માગે, સાચા ગુરૂજીની સ્હાય રે. હો.

---

### પદ ૨૫ મું.–પ્રભુના ગુણ ને પ્રાર્થના.

રાગ–પ્રલ્હાદજીની પાટીનો. હરિ હરિ.

પ્રભુ ભલપણના ભંડાર. નમું નમું.
પ્રભુ સદ્‌ગુણના શણગાર. નમું નમું.
પ્રભુ અખંડ જ્ઞાન અનૂપ. નમું નમું.
પ્રભુ બ્રહ્માંડ કેરા ભૂપ. નમું નમું.
પ્રભુ નિત્ય ને એક સ્વરૂપ. નમું નમું.
પ્રભુ વિમળ, અચળ અરૂપ. નમું નમું.
પ્રભુ સાક્ષીભૂત છો દેવ. નમું નમું.

શીવ, નારદ કરતા સેવ. નમું નમું.
પ્રભુ ત્રણ ગુણોથી રહિત. નમું નમું.
પ્રભુ ભલા ને ભાવાતિત. નમું નમું.
પ્રભુ અનંત શક્તિ અપાર. નમું નમું.
પ્રભુ મુનિઓ પામ્યા હાર. નમું નમું.
પ્રભુ નેતી કીધા પોકારો. નમું નમું.
પ્રભુ આવ્યો નહિં કાંઈ આરો. નમું નમું.
પ્રભુ અગમ અમર છે આત્મા. નમું નમું.
પુરા પ્રાણજીવન પરમાત્મા. નમું નમું.
હું તો અજ્ઞાન ને અલ્પ મતિ. નમું નમું.
ચક્ષુવાણીની પહોંચે ન ગતિ. નમું નમું
પ્રભુ સમરથમાં સમરથ. નમું નમું.
જેમાં ચારે વેદનો અર્થ. નમું નમું.
પ્રભુ પંચ વિષયથી દૂર. નમું નમું.
પ્રભુ બ્રહ્માંડમાં ભરપૂર. નમું નમું.
પ્રભુ પરમ સુખ આપનાર. નમું નમું.
પ્રભુ રક્ષણના કરનાર. નમું નમું.
જય જય ઓ જ્યોતિ સ્વરૂપ. નમું નમું.
પ્રભુ કરૂણા કેરા કૂપ. નમું નમું.
તમો પાવન છો કરનાર. નમું નમું.
તમો બ્રહ્માંડના ધરનાર. નમું નમું.
દીન જનના આશ્રય દેવા. નમું નમું.
ત્રણ ભુવન નહિં તુજ જેવા. નમું નમું.

પ્રભુ પાળક ને સ્વયંપ્રકાશ. નમું નમું.
બ્રહ્મા, વિષ્ણુ, શંકર જેવા દાસ. નમું નમું.
તેત્રીશ કોટી દેવોના ત્રાતા. નમું નમું.
તમો શરણાગતના સ્હાતા. નમું નમું.
તમો પુરણ બ્રહ્મ પવિત્ર. નમું નમું.
કળા અકળ છે વિચિત્ર. નમું નમું.
પ્રભુ કોઈથી નહિં રે કળાય. નમું નમું.
જેની સ્હાયથી જગ જીતાય. નમું નમું.
પ્રભુ અજર અમર છો એક. નમું નમું.
પ્રભુ નીગમ પંથ સુનેક. નમું નમું.
જય અભેદ શુન્ય અપાર. નમું નમું.
સૌ શાસ્ત્ર તણા છે સાર. નમું નમું.
આપો ભક્તિ જ્ઞાન ને પ્રકાશ. નમું નમું.
મારે બીજી નથી કાંઈ આશ. નમું નમું.
પ્રભુ સદ્ગુણના ભંડાર. નમું નમું.
કરો આત્મિક ઉન્નતિ અપાર. નમું નમું.
તમો નિર્ગુણ નિર્વિકાર, નમું નમું.
નિત્ય નિષ્ક્રિય નિરાકાર. નમું નમું.
તમો અનાદિ અખંડાનંદ. નમું નમું.
તમ આગે ન ચાલે ફંદ. નમું નમું.
તમો સર્વ વ્યાપી ને શુદ્ધ. નમું નમું.
અક્ષર અરૂપ ને બહુ બુધ. નમું નમું.
પ્રભુ અનંત અંતરયામિ. નમું નમું.

પ્રભુ ખેલમાં કાંઇ નહિં ખામી. નમું નમું.
પ્રભુ જન્મ ને મરણ રહિત. નમું નમું.
ત્રણે કાળમાં અબાધિત. નમું નમું.
પ્રભુ પ્રાણી માત્રોનું મૂળ. નમું નમું.
તારી કળામાં છે કુતુહુલ. નમું નમું.
પ્રભુ ગોત્ર ને વર્ણ રહિત. નમું નમું.
પ્રભુ નહિં ગરમ નહિં શીત. નમું નમું.
પ્રભુ અનંત ને અછેદ. નમું નમું.
પ્રભુ અપાર ને અભેદ. નમું નમું.
પ્રભુ નિરાધાર અબાધ. નમું નમું.
પ્રભુ સારમાં સાર અગાધ. નમું નમું.
પ્રભુ વિમુક્ત ને અજીત. નમું નમું.
પ્રભુ વ્યાપક ને અભિત. નમું નમું.
પ્રભુ ગુહ્યતમ ગણાય. નમું નમું.
પ્રભુ કોથી પાર ન પમાય. નમું નમું.
પ્રભુ જળમાં રહ્યા રસરૂપ. નમું નમું.
ચંદ્ર સુરજમાં તેજ સ્વરૂપ. નમું નમું.
સર્વ વેદમાં પ્રણવ સ્વરૂપ. નમું નમું.
પ્રભુ આકાશમાં શબ્દરૂપ. નમું નમું.
પ્રભુ પુરૂષ પુરૂષત્વ પ્રકાશ. નમું નમું.
પ્રભુ પૃથ્વીમાં ગંધ પ્રકાશ. નમું નમું.
અગ્નિ મધ્યે છે તેજ પ્રમાણ. નમું નમું.
પ્રાણી માત્રનું બીજ સુજાણ. નમું નમું.

બુદ્ધિમાનોની બુદ્ધિરૂપ. નમું નમું.
તેજસ્વીઓમાં તેજ સ્વરૂપ. નમું નમું.
પ્રાણી માત્રના પ્રભુ છો પ્રાણ. નમું નમું.
જેથી સર્વ શક્તિઓની ખાણ. નમું નમું.
જ્યારે પ્રભુને શરણે જવાય. નમું નમું.
ભવસિંધુથી તરત તરાય. નમું નમું.
સદા રાખો તમારી પાસ. નમું નમું.
દીન માગે ગોવરધનદાસ. નમું નમું.

---

### પદ ૨૬ મું.–પ્રભુ અધમ ગુણથી ઉગારો.

રાગ–મનસ્વી.

અધમ ગુણથી ઉગારો,–અહો પ્રભુ અધમ ગુણથી ઉગારો. ટેક.
અજ્ઞાન ટાળો, આળસ ટાળો, દીર્ઘ સુત્રીત્વ ટાળો રે;
ભ્રાતા વિપર્યય શ્લાઘા ટાળો, ગર્વ નિંદ્ય દંભ બાળો રે. અહો પ્રભુ.
નિરઅંકુશતા ને વક્રતા ક્રૂરતા, અવનતિ દુર તજાવો રે;
અસંભાવના ને વિપરીત ભાવના, દુરાગ્રહ દૂર કરાવો રે. અહો પ્રભુ.
અભિ મતિને ઈર્ષા દ્રોહન, પ્રમાદ વિસ્મૃતિ ટાળો રે;
નિરઉદ્યમતા ને મનોરાજ્યતા, બુરી તે કામના બાળો રે. અહો પ્રભુ.
કાર્પણ્ય લોભ ને તર્ક પ્રસાદી, આસક્તિ ને કૃપણતા રે;
મોહ ને ચિંતા સંતોષ મુઢતા, તનનું દૈવત હણતા રે. અહો પ્રભુ.
કામ ને ક્રોધ બુરા પ્રતિજ્ઞા ભંગતા, સંશય ભ્રમ સંકોચ રે;
વિરોધ વૈમ્રણ પક્ષપાત વળી, શોકે શરીરને શોચ રે. અહો પ્રભુ.

ઘમંડ ગર્વ પરિવર્તન સાથે, મોટાઇને સંઘર્ષ રે;
અનીતિ દર્પ ને દુરજનતા છે, નિર્દયતા ઉપહર્ષ રે. અહો પ્રભુ.
કલૈબ્ય વ્યસનને ઉન્માદ ગુણને, તજાવો મિથ્યા ચાર રે;
હિંસા છે ઈર્ષા દ્રોહ ને ચુગલી, સાહસિકતા કુવિચાર રે. અહો પ્રભુ.
અભિતિ હઠને વિસ્મય ભયને, તાલાવેલી તજાવો રે;
મોહ મત્સર ને મંદતા ટાળી, સત્ય ગુણો સમજાવો રે. અહો પ્રભુ.
અસદાચાર ને અશુચિ વ્રત છે, અધર્મ ને અન્યાય રે;
અસમતા ને મમતા માયા, છળ કપટ દુઃખદાય રે. અહો પ્રભુ.

---

## પદ ૨૭ મું.-ભક્તની પ્રભુ પાસે પ્રાર્થના.

રાગ-ઉપર પ્રમાણે.

કુચેષ્ટા રમખાણ ને ગપ્પાં, ઉંઢાઉપણુ અસ્થિરતા રે;
લપલપાટ ઉડાઉપણુ ટાળો, કાયરતા ને અધિરતા રે. અહો પ્રભુ.
મોજ ભોળાપણુ અને અયોગ્યતા, ટાળો મારી તુચ્છ વાણુ રે;
નિર દ્રવ્યતા કુવાકયતા ટાળો, કકળાટ આપ વખાણુ રે. અહો પ્રભુ.
અધમ પ્રવચન કપટ વ્યગ્રને, અનર્થ અસદ્ વ્યવહાર રે;
વ્યભિચારને ચાડી અનાદર, અધમ અન અધિકાર રે. અહો પ્રભુ.
આશા કુવૃત્તિ અસંતોષ વ્યસનો, જુગાર ખુશામત રે;
લાંચ ને સ્વાંગ નિશા કુભિક્ષા, શાચકતા ચટપટ રે. અહો પ્રભુ.
ઘૃણા શંકા ને ભય ને વ્યર્થતા, નિરર્થક સંકલ્પ રે;
અવિદ્યા, અસ્મિતા, અભિનિવેષ ને, તજાવો રાગ ને દ્વેષ રે. અહો પ્રભુ.
તાડન તત્પરતા, અને અભિમાનતા, અધિરતાનો શેષ રે;

નાસ્તિકતા ને નિંદિત કર્મો, 'અતિ નિંદ્રા ને ખેદ રે. અહો પ્રભુ.
અજ્ઞાનતાને અંધતા ટાળો, ટાળોને ભેદાભેદ રે;
રોગ શોક દુર્બળતાને ટાળો, તૃષ્ણા વાસના ટાળો રે. અહો પ્રભુ.
વહેમ વળગણુતા, મલીનતા, જુઠ, કંજુસતા કલેશ ટાળો રે;
અવ્યવસ્થતા, ઢોંગ, વિરોધ ને, વિઘ્ન સોગન સંહારો રે. અહો પ્રભુ.
વાતોં ડાપણુ કકળાટ સુમતા, રોદણાં ને રીસ ટાળો રે;
એવા રે એવા અધમ ગુણો, અરે પ્રભુ અટકાવો રે. અહો પ્રભુ.
દાસ ગોવરધન દીન થઇ માગે, સાત્વિક ગુણ સમજાવો રે. અહો પ્રભુ.

---

## પદ ૨૮ મું.-પ્રભુ એટલું મુજને આપો.

રાગ-ઉપર પ્રમાણે.

મુજને આપો એટલું, અરે પ્રભુ એટલું મુજને આપો. ટેક.
જ્ઞાન, વિજ્ઞાન ને બોધજ આપો, આપોને ધારણા વિવેક રે;
સારત્વ જાણવાની શીઘ્રતા આપો, આપોને નેક ને ટેક રે. અરે પ્રભુ.
તીવ્રતા નિષ્કામ બુદ્ધિ રે આપો, આપોને શાંત સુવિચાર રે;
પુરૂષાર્થને પરિપુષ્ટતા આપો, આપો સુગુણ શણગારરે. અરે પ્રભુ.
નિશ્ચય બુદ્ધિ ને સ્થિરતા આપો, ચિત્ત ચલીત નવ થાય રે;
શીલ ને નમ્રતા સાથે આપો, શરીરની સ્થિરતાય રે. અરે પ્રભુ.
સત્ય સંતોષ આપો, ઉત્તમ ઇચ્છા આપો, સમતા અને બ્રહ્મચર્ય રે;
બાહ્ય શૌચતા ને આંતર શૌચ આપો, યજ્ઞ અને ઔદાર્ય રે. અરે પ્રભુ.
શુભ ને યોગ્યતાની ટેવજ આપો, આપો સરળ આર્જવ રે;
ત્યાગ વૈરાગ આપો, પૂરો સુપ્રેમ આપો, સાત્વિકોને ગૌરવ રે. અરે પ્રભુ.

નીતિ અસ્તેય આપો શુદ્ધ વિવેચના આપો, આપો પ્રતિઉપકાર રે;
મંગળ પ્રસંગ આપો, મંગળટાઇમ આપો, આપોને સાત્વિક અહાર રે.
અરે પ્રભુ.

શુશ્રુષા દાન આપો, શૌર્ય ને દ્રઢતા આપો, આપોને જીજ્ઞાચિષા રે;
ધૈર્ય ને તેજ આપો, ધીરજ મહત્વ આપો, લક્ષણુ દીયો બત્રીસા રે. અરે પ્રભુ
બોતેર કળાઓ આપો, સાથે સુશ્લાઘ્ય આપો, આપો પ્રતિજ્ઞા દમ રે;
તિતિક્ષા કરૂણા કસરત, ક્ષમા અભ્યાસ આપો, જીતેન્દ્રિયતા ઉદ્યમ રે.
અરે પ્રભુ.

તપ ને ધર્મ આપો સત્ય ને શૌચ આપો, અંતર ઇન્દ્રિ હોમાય રે;
સુબુદ્ધિ વિદ્યા આપો, સાચી સદ્દ્વૃત્તિ આપો, આપોને અહિંસા ન્યાય રે.
અરે પ્રભુ.

સમતા ને શાન્તિ આપો, ષટ્ સંપત આપો, આપો મુક્ષુતાનું ધામ રે;
યમ નિયમ આપો આસન ચોરાશી આપો, આપોરે પ્રાણાયામ રે. અરે.
સત્ય સુપ્રિયતાને કર્ત્તવ્યતાજ આપો, આત્મિક સ્મરણ આપો રે;
પૂર્ણપણે પ્રભુ કોમળતા મુજને આપો, પ્રલય કરો દુઃખ પાપોરે. અરે.
વિસે મુદ્રાઓ આપો, સાચા સદ્દ્ગુરૂ આપો, ઈશ્વર સાક્ષાત્કાર રે;
અપરિગ્રહ આપો, પંચ મહા યજ્ઞ આપો, આપોને પુણ્ય સ્વાધ્યાય રે.
અરે પ્રભુ.

શોધક સૌંદર્ય આપો, શિષ્ટ આચાર આપો, જેથી સુઉપકાર થાય રે;
મૈત્રિ મુદિતા આપો, ઉપેક્ષા ગુણ આપો, આપોને નિષ્કપટતા રે. અરે.
સમદમ ઉપરતી આપો, સાથે તિતિક્ષા આપો, આપો સમાધાન શ્રદ્ધા રે;
સતકર્મ સ્નેહ આપો, પુજ્ય વિશ્વાસ આપો, ઉન્નતિ વૃદ્ધિ આપો રે. અરે.

આસ્તિકતા ને ત્રણે ઉન્નતિ આપો, સત્કાર વૃદ્ધિ આપો રે. અરે પ્રભુ.
કર્મ ઉપાસના ને જ્ઞાનજ આપો, પ્રભુ આપોને શ્રૌત ને સ્માર્ત રે;
ગૌરવ વક્તૃત્વ આપો, સોળે સંસ્કાર આપો, આપોને સ્ફૂર્તિ એકાંત રે.
અરે પ્રભુ.

પૌરૂષ અનુગ્રહ આપો, શુભ સંબંધ આપો, વિવેચના પ્રીતિ આપો રે;
દાતૃત્વતા ને દીલખુશ વૃત્તિ આપો, સરવે સંકટ કાપો રે. અરે પ્રભુ.
ભ્રાતૃતા નીતિ આપો, પ્રીતિ ને મુક્તિ આપો, આપોને બળ ને બુદ્ધિ રે;
તીવ્ર શુભ ઇચ્છા આપો, તીવ્ર પ્રયત્ન આપો, આપો આરોગ્ય તન શુદ્ધિ રે.
અરે પ્રભુ.

આત્મિક શક્તિ આપો, સાથે સુભક્તિ આપો, આપો લેખકતા મર્યાદ રે;
ધર્મને અર્થ આપો તે સાથે કામ આપો, દ્રઢતા ને મોક્ષ પ્રસાદ રે. અરે પ્રભુ.
શ્રવણ મનન આપો નિદિધ્યાસન આપો, કૃતજ્ઞતા અનિર્ણત્વ રે;
દાસ ગોવરધન દીન થઇ માગે, આપો તૃપ્તિ ઐકયત્વ રે. અરે પ્રભુ.

---

## પદ ૨૯ મું.

## માયારૂપી મહાસાગર.

ઓ પ્રાણી મારા માયા રૂપી મહાસાગરમાં ડુબકાં કાં ખાતા;
ડુબકાં કાં ખાતા, તેમાં ન મળે કાંઇ સ્હાતા. ઓ પ્રાણી.
ફાંફાં મારે પુલ્ય ધરીને, ન મળે કાંઇ આરો;
અહંતાનું અંધારૂં તેથી, સુઝે પંથ ન સારો. ઓ પ્રાણી.
પાપતણું પાણી પેસે, મમતા મ ધરો તાણે;
ઉંડા જળની વેદના તે, પામર શું પીછાણે. ઓ પ્રાણી.

કુવિચારના કાચબા તે, આડા અવળી કરડે;
કાળાં કરમો રૂપી કાદવ, ખાસુ અંગજ ખરડે. ઓ પ્રાણી.
કીચળ માંહી કળી ગયોછું, જાળ મહી ઝપટાયો;
સદ્‌ગુરૂ રૂપી નાવ ગુમાવી, પાછળથી પસ્તાયો. ઓ પ્રાણી.
નાવ મહી છે શાન્તિ સઘળી, સુખદ પવન છે સાચો;
તીવ્ર પ્રયત્ને તેને શોધી, જરૂર જઇને જાચો. ઓ પ્રાણી.
તોજ તમે ઓ બાંધવ મારા, મૃત્યુથી મુકાશો;
ગોવરધન કહે જ્ઞાન ધરીને, મોક્ષ મારગે જાશો. ઓ પ્રાણી.

---

## પદ ૩૦ મું.

## ક્રોધરૂપી કટારી.

ક્રોધની કટારી બન્ને જીવનને હરે,
જીવનને હરે નહિ રાયથી ડરે. ક્રોધની.
મારનાર તણા તંન મંનને ગળે,
પ્રતિ પક્ષી ઉપર કારી જખમ તો પડે. ક્રોધની.
બિભત્સ વાણીનો પ્રવાહ મુખથી ઝરે,
આંખ લાલચોળ અને અંગ થરથરે. ક્રોધની.
વિવેક ને વિચાર બધા થાયછે પરે,
ઝખમ થાય તોય જરી રક્ત નહિં ઝરે. ક્રોધની.
વગર અગ્નિએજ અતિ રૂધિર ઉકળે,
તેલ અને કાષ્ટ વિના, હૃદય તો બળે. ક્રોધની.
ખાન, પાન, ભાન ભૂલે, માન ના મળે,

વદ ને હુકીમતણું, કાંઇ ના વળે. ક્રોધની.
દીવ્ય યોગીરાજ તણી, દ્રષ્ટિથી ડરે,
પલક માંહી તેઓ તેનો પ્રલય તો કરે. ક્રોધની.
મૂળ અને બીજ ખેંચી કાઢતા ખરે,
ફરીથી તે ઉઠવા ન પામતી અરે. ક્રોધની.
દાસ ગોવરધન, સજ્જન સંગ જો કરે,
મૃત્યુથી વિરામી સદા, મોક્ષમાં ઠરે. ક્રોધની.

---

## પદ ૩૧ મું.

## ભક્તિનો મહિમા.

રાગ ધીરાનો.-ગર્ભવાસ રાખ્યો રે કૃપા તને બહુ કરી.

ભાવ ધરીને ભેટો રે, ભાવટ રાખો ભક્તિ તણી;
મોંઘી છે બહુ મીઠી રે, પ્રેમીલી એ પારસમણી. ભાવ ધરીને.
સ્પર્શ કરે લોહું તે સંગે, તરત કંચન થઇ જાય,
પાપીજનો જો પલ્લો પકડે, કરશે પાવન કાય;
મહીમા એનો મોટો રે, ઘટમાં વ્યાપે જ્યારે ધણી. ભાવ ધરીને.
કલ્પવૃક્ષ છે જેવું સ્વર્ગ, તેથી અધિક ફળદાય,
તાપ, પાપની માંહ્ય પીડાતાં, આપે શાંતિ સહાય;
ઇચ્છીત ફળને આપે રે, જાણે કામદુધા દુઝણી. ભાવ ધરીને.
લેહેર લાગી જેની ભક્ત રે કેરી, કુળ ઇકોતેર તારે
સગાં સહોદર સૌને પોતે, સ્વર્ગ ભોવનમાં ઠારે;
આપીને અજવાળું રે, લેશે સર્વ સંકટ હણી. ભાવ ધરીને.

ભક્તિ રૂપી જેને ભોજન મળીઉં, ભાવે ન બીજું કાંઇ,
સ્વાદ ઘણો તે માંહ્ય આવે છે, ઝાઝું છે અમૃત જ્યાંઇ;
મલોખાં ચાખ્યાથીરે વાગે ભાઈ ફાંસો ઘણી. ભાવ ધરીને.
ભક્તિનો છે મહિમા મોટો, જો હોય સાચો ભાવ,
ગોવરધન કહે ગરબડ છોડી, લેજો લાખેણો લાવ;
કુડ કપટને ત્યાગી રે, ભાઇઓ વળીએ ભક્તિ ભણી. ભાવ ધરીને.

---

## પદ ૩૨ મું.

## પરમાત્માનું સાધન.

રાગ—ઝુલણી.

અમા મારા મનના મોહનજીરે, હા. જગતના જીવનજીરે;
અહો મારા સુખના સાગરજી રે.
શોધું હું સર્વે ઠેકાણેજી રે, ક્યાંરે તમે સંતાયા;
આકાશમાં તમે જઇને ઉભા કે, નહી તો પાતાળમાંહ્ય પેઠા;
અવનીમાં મારી આંખે ન દીઠા, ક્યાંરે જઇને તમે બેઠા. અહો મારા.
મનરૂપી મારી ઘોડી ખેલાવું, ચાબખા મારી ચાર;
મો ધારે શાસ્ત્રની ચડાવું, હું તો દહાડામાં દશ વાર. અહો મારા.
પ્રેમ ધરીને પલાણુ કરૂં હું, ચાલે તે ખુદ ખુદ કરતી;
ભમતી, ભમતી ભૂલી પડી ગઇ, અઘોર વનમાં ફરતી. અહો મારા.
કામ ક્રોધાદિ, વાઘ, વરૂ આવ્યાં, જોઇ જોઇને ફફડતી;
થાકી, પાકી લોથ થઇ ગઇ, ઊભી રહી થરથરતી. અહો મારા.
એટલામાં સદ્‌ગુરૂજી મળીઆ, પૂછ્યું રે "ક્યાં જાછ પ્રાણી;
મારા ઉપર જો વિશ્વાસ હોય તો, સાંભળી લે વેદની વાણી. અહો મારા.

બગલમાં છોકરૂં ને છોકરૂં ક્યાં ગયું, વાત બની છે એવી;
ભ્રમણામાં સૌ ભૂલા પડયા છે, ભૂલ નથી એ જેવી તેવી." અહો મારા.
ગોવરધન કહે જ્ઞાન રૂપી તું, દીપક દીલમાં જો, લે;
સદ્ગુરૂજીના સંગમાં રહેતાં, તરત અંતરપટ ખોલે. અહો મારા.

---

## પદ ૩૩ મું.

## દુર્ગુણ રૂપી ઉનાળો.

રાગ–મનસ્વી.

અરે આ ભર શોયાળો રે, પ્રભુ મને ઉનાળો ભાસે;
ઉનાળો ભાસે રે, મારૂં તનડું બહુ ત્રાસે. અરે આ.
કામ, ક્રોધ, લોભ, મદ, મચ્છરનું, તાપ પાપ બહુ પડતું;
અંતરમાં અકળામણ આવે, ચિત્ત ચગડોળે ચડતું. અરે આ.
વાવાઝોડું ચઢીયું છે ઝાઝું, ઉડી ધૂળ અપાર;
અંધારૂં અજ્ઞાન તણું છે, સુઝે નહિં તલભાર. અરે આ.
ભ્રમણા માંહે ભાંગ પીધી મેં, શાંતિ પાડવા સારૂ,
કેફ ચઢી જ્યારે કાયામાં, અવળાં ગોથાં મારૂં. અરે આ.
જ્ઞાનરૂપી ગુણીઅલ જળ પીવા, પ્યાસે કંઠ સૂકાય;
જરાવારમાં જો નહિં મળશે, ઝટપટ જીવડો જાય. અરે આ.
ત્રી પ્રભુજી તારે શરણે પડીઓ, પ્રેમી જળ તું પાશે;
ગોવરધનને જ્ઞાન મળે તો, શુદ્ધિ, શાંતિ થાશે. અરે આ.

---

## પદ ૩૪ મું.

### દુરાચરણ રૂપી શત્રુ સાથે યુદ્ધ કરી તેને હરાવી પ્રભુને તાબે કરો.

રાગ—ચેતીલે ચેત્યાનો અવસર ફરી ફરી નવ મળશે રે.

ચાલો ચાલો ચિત્તમાં ચેતી, આજે યુદ્ધે ચઢીએ રે;
સદ્‌બુદ્ધિનાં શસ્ત્રો લઈને, દળની પાર ઉતરીએ રે. ચાલો ચાલો.
ધર્મ તણી તે ઢાલ ભલેરી, આપણુ આજે ધરીએ રે;
કપટી કુડાં માણુસ કેરાં, કાળાં મોઢાં કરીએ રે. ચાલો ચાલો.
સદ્‌ગુરૂને સેનાપતિ કરીએ, તે કહે તે અનુસરીએ;
સદ્‌વિચારની સેન્યા લઈને, દીલમાં કદી નવ ડરીએ. ચાલો ચાલો.
દુર્ગુણ રૂપી શત્રુદળને, દેખી શીદ થરથરીએ;
રૂદીએ વીરપણું તે રાખી, કદી ન પાછા ફરીએ રે. ચાલો ચાલો.
હીંમતને જો હારો વીરા, માન મૂકી મરીએ રે;
શત્રુનો સંહાર કરીએ, રાજાને વશ કરીએ રે. ચાલો ચાલો.
શૌર્યપણું રાખોને વીરા, પાછા ન હઠીએ જરીએ રે;
ગોવરધનનું ગાન સૂણીને, હરી હીરાને ધરીએ રે. ચાલો ચાલો.
નિર્ભય થઈને રાજી રહીએ, ભવસાગર તો તરીએ રે. ચાલો ચાલો.

---

## પદ ૩૫ મું.

### ઇશ્વરે આપણી ઉપર કીધેલા અનહદ ઉપકારો.

રાગ—ગરૂડે ચઢી આવજો ગીરધારી.

એવા એવા જગ જીવન ઉપકારી;
ભાગો ભાગો ભીડતણી મારી ભારી. એવા એવા.

મહાપ્રભુએ વિચાર્યું રે મનમાં, જનના ભક્ષ સારૂ રે ચીંતનમાં;
સારૂં દૂધ ભર્યું રે માના સ્તનમાં. એવા એવા.
જ્યારે જ્યારે જનનીના રે ઉદરમાં, રહ્યા રહ્યા નવ માસસૂધી તે ઘરમાં;
રક્ષા કીધી મહા દુઃખના સરોવરમાં. એવા એવા.
પ્હેલાં પ્રભુએ અંન ને પાણી કીધાં, જનમ્યા પછી જનનાં કારજ કીધાં;
એવાં એવાં દયા કરીને સુખ દીધાં. એવા એવા.
જેવું જેને જોઇએ તેવું તેને આપ્યું, બુદ્ધિતણું બીજ જગતમાંહ્ય વાપ્યું;
કરૂણા કરી કષ્ટ ત્રિવિધિનું કાપ્યું. એવા એવા.
કાયા કુમળી રે જનની જાણી, કીધો કૃપાસ ઉલટ આણી;
જેથી જગમાં અમે મોજ માણી. એવા એવા.
હાથ પગ ને આપી આંખલડી, નાક કાન ને એક જીભલડી;
માનું ગુણ એવી આપી સુખલડી. એવા એવા.
એવા ઉપકારી આનંદકારી, ભૂલાં પડયાં કેમ તમે નરનારી;
ગોવરધનના સમરો પ્રભુ સુખકારી. એવા એવા.

---

પદ ૩૬ મું.

## પ્રભુને સર્વથી શ્રેષ્ઠ શા માટે ગણવા?

રાગ—સારૂં સારૂં રે સુરત શહેર મુંબઈ અલબેલી.

પુરૂષોત્તમને ઉત્તમ જાણો, મહાનતા છે મોટી રે;
લાલચમાં લપટાઇ રહ્યા શું, ખલકની માયા ખોટી. શ્રી હરી શ્રેષ્ઠ ગણો.
એક હવેલી ચણતાં સર્વે, થાકે છે નરનાર રે;
અનંત બ્રહ્માંડો આદરીઆં, જુક્તિ અપરંપાર. શ્રી હરી શ્રેષ્ઠ ગણો.

નાનો તે દીવલડો કરતાં, આળસ આવે અંગ રે;
સૂર્ય શશિ ને નવલખ તારા, આદરીઆં ઉમંગે. શ્રી હરી શ્રેષ્ઠ ગણો.
કાગળ ધાતુ ને કાદવની, પુતળીઓ બનાવે રે;
ગમે તેવા તે ઘાટ ઘટે પણ, ચૈતન્ય કાંથી લાવે? શ્રી હરી શ્રેષ્ઠ ગણો.
માણુસના છે શરીર માંહિ, સંચા અપરંપાર રે;
એકજ દોરી કરમાં રાખી, ચલવેછે વ્યવહાર. શ્રી હરી શ્રેષ્ઠ ગણો.
પંદર બેડાં પાણી ભરવું, નથી કામ એ સ્હેલ રે;
આખા જગમાં જળ વરસાવી, કરતા રેલમ છેલ. શ્રી હરી શ્રેષ્ઠ ગણો.
ઘરમાં સુશોભિત કરંતા, પડે બહુ પરિશ્રમ રે;
સૃષ્ટિ રૂપી ઘરની શોભા, બની શકે એ ક્યમ? શ્રી હરી શ્રેષ્ઠ ગણો.
હીરા, મોતી, સુવર્ણ આયુષ્ય, છે મોંઘામાં મોંઘાં રે;
પવન પાણી ને પ્રભુની ભક્તિ, છે સોંઘામાં સોંઘી. શ્રી હરી શ્રેષ્ઠ ગણો.
એવી એવી અગાધ લીલા, ગણતાં નાવે પાર રે;
ગોવરધનના પ્રભુને ભજતાં, તરશો આ સંસાર. શ્રી હરી શ્રેષ્ઠ ગણો.

---

## પદ ૩૭ મું.

## કાળીન્દ્રિને કોઠડેરે.

વૈદ્યરાજ આવ્યા રે, વેગે કરીને વધાવીએ.
શી નૌતમ નાડીઓ બતાવીએ. વૈદ્યરાજ.
અજ્ઞાનરૂપી પડળ આવ્યાં છે, કરગરીને કઢાવીએ. વૈદ્યરાજ.
ચિંતાઓ કેરી ચૂંક ચાલી છે, સુબોધ અજમે સમાવીએ. વૈદ્યરાજ.
પાપનું પેટમાં અજીર્ણ થયું છે, પ્રભુ નામ રૂપી ચૂર્ણ ચાવીએ. વૈદ્યરાજ.

અભિમાન રૂપી હેડકીઓ આવતી, ઓસડ પી પીને મટાડીએ. વૈદ્યરાજ.
ગોવરધન કહે જ્ઞાનીરે બનવા, કેશવ કસ્તુરી મોંઘી મંગાવીએ. વૈદ્યરાજ.

---

પદ ૩૮ મું.

રાગ—કાળીન્દ્રિને કોઠડે રે.

પ્રભુરૂપી ગાવડી રે, દોહી દોહી દુધડાં પીજીએ;
કુળી કાયાને અમર કીજીએ. પ્રભુરૂપી.
પ્રેમકેરો માંહ્ય પરસાદ નાંખી, લપલપ મુખમાં લીજીએ. પ્રભુરૂપી.
ગૌર ગૌર રંગની ગાવડી રે દેખી, રૂદે કમળમાં રીઝીએ. પ્રભુરૂપી.
સર્વે રે દેવનો વાસો છે તેમાં, શીદ વળગો છે વાતો બીજીએ. પ્રભુરૂપી.
ચરવાને માટે લીલો રે ચારો, દયા રે દાનનો દીજીએ. પ્રભુરૂપી.
કાલસરવાસી કહેછે ગોવરધન, ભક્તિના રસમાં ભીંજીએ. પ્રભુરૂપી.

---

પદ ૩૯ મું.

હ્રદય રૂપી ભૂમિને ખેડીને તેમાં બ્રહ્મજ્ઞાનરૂપી બીજ વાવો.

રાગ—તું તો ભુલી ગયો ભગવાનને રે.

ખરેખાત હ્રદય ભૂમિ ખેડીએરે, બ્રહ્મ નામતણાં બીજડાં વાવીએ રે. ખરેખાત.
પુરા પ્રેમતણું પાણી સીંચીએરે, શીદ વળગીએ વાતો બીજીએ રે. ખરેખાત.
ચાલો દુર્ગુણ ડાભને નીંદીએરે, રૂડા છોડ ફલ્યા તે શીદ ફેંદીએ રે. ખરેખાત.
ફલી ફલીને ફાલ્યાં ફૂલડાંરે, મન ગમતાં ને મોંઘા મુલડાં રે. ખરેખાત.
તેહ સુંધ્યાથી સૌ પીડા ટળે રે, દેખી દુરીજન પેલા દાઝે બળે રે. ખરેખાત.
દીનદાસ ગોવરધન કરગરે રે, પેલા દુર્જન છોને નિંદ્યા કરે રે. ખરેખાત.

---

## પદ ૪૦ મું.

### માયા રૂપી કુવામાંથી પ્રભુના નામ રૂપી દોરડું પકડી બહાર નિકળે.

રાગ-તું તો ભૂલી ગયો ભગવાનને રે.

તું તો ઉંડા કુવામાં ઉતર્યો રે, કેમ કરીને નીકળશે બહાર. તું તો.
બ્રહ્મ નામતણું દોરડું મૂકીએ રે, ઝાલ એટલો તારે આધાર. તું તો.
કામ ક્રોધ તને પાછો હઠાવશે રે, તેથી ડરજે નહિં લગાર. તું તો.
તારી આંખ્યોએ અંધારા આવ્યાં રે, તને સૂઝે નહિં તલભાર. તું તો.
પાપ પાણી તે મ્હોંમાં પેસી ગયું રે, ગળું બેસી ગયું ગભરાય. તું તો.
જેમ તેમ કરી ઉપર આવજે રે, હાય હાય કરી કેમ રે પસ્તાય. તું તો.
હવે પસ્તાયે તારૂં શું વળે રે, હવે ચેતીને ચાલજે સદાય. તું તો.
બ્રહ્મ નામ રે નિત્ય સંભારજો રે, દાસ ગોવરધન ગુણ ગાય. તું તો.

---

## પદ ૪૧ મું.

### પ્રભુની ભકિત વગર ઘેલાઈ કામની નથી.

તું તો છાકી ગયોછું ક્યમ રે, છેલ છબીલડા રે.
ગુરૂ જ્ઞાન તણી નથી ગમ રે, છેલ છબીલડા રે.
ઠીક કાતરીને રાખ્યા થોભા રે, છેલ છબીલડા રે.
ભકિત વિના તો સર્વે ઓભા રે, છેલ છબીલડા રે.
ચીપી ચીપીને વાળી પાટલી. છેલ. ઓચિંતી નીકળે એ ખાટલી. છેલ.
માથે ફુમતાં મેલ્યાં ચાર રે. છેલ. ભકિત વિના છે સરવે ભાર રે. છેલ.
ધરે અંગે તો તેલ ફુલેલ રે. છેલ. ભક્તિ વિના છે ખોટા ખેલ રે. છેલ.
તને કહુંછું રે ઘાંટો તાણી રે. છેલ. પણ પથરા રે ઉપર પાણી. છેલ.
જીભે પ્રભુનું નામ નથી જાણ્યું રે. છેલ. ઉઠ ઉઠરે આવ્યું છે આણું રે. છેલ.
મમત છોડીને સાચું રે માન રે. છેલ. દાસ ગોવરધનનું ગાન રે. છેલ.

### પદ ૪૨ મું.

### પ્રભુ પાસે માંગણું.

રાગ–ઝીણા મારૂજી હો રાજ.

માગું એટલું મોહન માંગું એટલું,
વ્હાલા વ્હાલ ધરી આપે એટલું વચન. માગું એટલું.
નહિં છૈયાં છોકરાંને નહીં ઘરબાર,
જ્ઞાનને સંતોષતણો જોઈએ શણગાર. માગું એટલું.
નહિં રે મુક્તિ રે માગું, નહિં સ્વર્ગ દ્વાર,
આઠ પહોર ભક્તિમાં જાય અવતાર. માગું એટલું.
ગપાટાની વાત નથી જોઇતી લગાર,
શોધી શોધી જોયું એમાં નથી કાંઇ સાર. માગું એટલું.
નથી જ્ઞાન જોઈતું રે આળ રે પંપાળ,
દાસને તો શરણે લેજો દીન રે દયાળ. માગું એટલું.
જ્યારે મારી બુદ્ધિ રે પાપી થઇ જાય,
ત્યારે પ્હેલાં પડજો રે મારી કુળી કાય. માગું એટલું.
તમારાથી અળગો ના રાખો તલભાર,
વદે છે ગોવરધન પ્રેમના પોકાર. માગું એટલું.

### પદ ૪૩ મું.

### ગમાર માણસની રીતભાત અને પ્રભુની ભક્તિ નહિં કરવા માટે ચાબખો.

રાગ–ઝીણા મારૂજી હો રાજ, ઝીણા મારૂજી હો રાજ.

ગાંડા રે ગમાર, ગાંડા ગાંડા રે ગમાર;
રૂદીઆમાં રાખ્યા નહિ દેવ રે મોરાર. ગાંડા ગાંડા.

કેમ કરી ઉતરશે ભવની રે પાર,
અડાવે છે આડી અવળી વાત રે અપાર. ગાંડા ગાંડા.
ભક્તિ વિના રે તારો બળ્યો અવતાર,
ચંડાળની ચોકડીનો બન્યો સરદાર. ગાંડા ગાંડા.
ઘડી એક ગાયા નહિ જુગદાધાર,
ધુમીધુમી ગામમાં તો કર્યો ધમકાર. ગાંડા ગાંડા.
કંઈક ગરીબડાંનું ઘાલ્યું ઘરબાર,
ખોટા ખોટા ખેલમાં તું ખુશી રે અપાર. ગાંડા ગાંડા.
સીધે રસ્તે ચાલે નહિં તું તલભાર,
જમડા રે જયારે ઝાલી મારશે રે માર. ગાંડા ગાંડા.
પ્રભુ વિના કોણ તારો સાંભળે પોકાર,
માનજે રે મારૂં મૂર્ખ એટલું લગાર. ગાંડા ગાંડા.
વદે છે ગોવરધન વેદના ઉચ્ચાર,
ગાંડા ગાંડા રે ગમાર. ગાંડા ગાંડા.

---

## પદ ૪૪ મું.

## દુર્જન માણસનાં લક્ષણ.

રાગ–ઝીણા મારૂજી હો રાજ.

ભક્તિના ભોજન ભાવતા રે, આરોગીએ આજ;
દુર્જનના દીલડા વિષે રે, દેખી આવે છે દાઝ.
ખૂણે પેસી કાંન ખોતરે રે, મનમાં હસતો રે જાય;
તેમાં રે તારૂં શું વળે રે, કયાંથી કલ્યાણ થાય.

ઠઠ્ઠા અને ઠગબાજીમાં રે, ઠીક સાધ્યો છે દાવ;
ધીક તારા અવતારને રે, નથી ભકિતમાં ભાવ.
ઉંચો ઉંચો થઇ આથડે રે, મારા જેવો ન કોઈ;
જ્યારે વેળા વહી જશે રે, રહેશો આંખે રે રોઈ.
માળા ઝાલી છે હાથમાં રે, મનમાં લાળા અપાર;
કાળાં કરમ કરે કારમાં રે, આંખે ઓઢયો અંધાર.
પશુ પંખીતો રે બાપડાં રે, સારાં તુજથી અપાર;
ધરતી લાગે છે ધ્રુજવા રે, ભર્યો ભૂતળ ભાર.
ચેતવું હોય તો ચેતજે રે, શીદ ભીંતે ભચકાય;
ખાસડાં જ્યારે ખાવાં પડે રે, પાપી તું પસ્તાય.
ખેલ સારો શીદ ખોઇએ રે, રાખો રૂદીઆમાં રામ;
દાસ ગોવરધન દેખતા રે, તે તો ઠરવાનું ઠામ.

---

પદ ૪૫ મું.

## ભકિતની વિધિ.

રાગ-હરિભજન વિના દુઃખ દરિયા સંસારનો પાર ન આવે.

અંતરયામી રટણ કરી રૂદીઆમાં રાજી રહીએ,
ભકિત ભાવે સંભારી સંભારી સુખીઆ થઇએ,
સૌ નવધા ભકિત નિત્ય કરીએ, રૂદીઆ રહેમ સદા ધરીએ;
તો ભવસાગર સ્હેજે તરીએ, અંતરયામિ રટણ કરી રૂદીયામાં.
કીધી શ્રવણ પરિક્ષત રાજાએ, કીર્ત્તન તો શુકજી માત્માએ;
સ્મરણ ભક્તિ પ્રલાદાએ, અંતરયામિ રટણ કરી રૂદીયામાં.

સેવન કરનારા રે લક્ષ્મણ રે, પૃથુરાજાએ કીધી અર્ચન રે;
અક્રુરે કીધી વંદન રે, અંતરયામિ રટણ કરી રૂદીયામાં.
કપી સરવે દાસપણુંજ કરે, અરજુનજી બંધુ ભાવ ધરે;
બળી આત્મની વેદનને ઉચરે, અંતરયામિ રટણ કરી રૂદીયામાં.
સતૢયુગમાં પ્રભુ ધ્યાન થકી, યજ્ઞ ત્રેતા દ્વાપર પુજનથી;
કળીમાં વશ થાય પ્રભુ કીરતનથી, અંતરયામિ રટણ કરી રૂદીયામાં.
ભક્તિનાં લક્ષણ ચાર ગણો, પ્રેમ આસક્તિની પાળ ચણો;
ટેક તનમયતાને વ્યસન તણો, અંતરયામિ રટણ કરી રૂદીયામાં.
મેં નાના મોટા નિરખ્યા છે, કદરૂપા મૂરખ સરખા છે;
ભક્તિથી સૌની પરખ્યા છે, અંતરયામિ રટણ કરી રૂદીયામાં.
ધ્રુવજીએ નાનું રૂપ ધર્યું, કુબજા કુબડી માનોજ ખરૂં;
સુદામે કાસીદું જ કર્યું, અંતરયામિ રટણ કરી રૂદીયામાં.
નપુષક તો ઉગ્રસેન સહી, હાથીને તો વિદ્યાજ નહિં;
ગોપીની અધમ જાત કહી, અંતરયામિ રટણ કરી રૂદીયામાં.
પારધીનાં લક્ષણ નહિં સારાં, પણ ભક્તિથી સર્વે તાર્યા;
રૂદીએથી નહી રાખ્યાં ન્યારાં, અંતરયામિ રટણ કરી રૂદીયામાં.
ગૌદાન કર્યાં નૃગ રાજાએ, કર્યા સૌ યજ્ઞો બરહીસ રાએ;
ભકત વિણ તે ફોગટ જાએ, અંતરયામિ રટણ કરી રૂદીયામાં.
વળી સરવે અપવાસો કરીએ, જોગી થઇ કરમાં દંડ ધરીએ;
વળી નાહિ નાહિને તો નિત્ય મરીએ, અંતરયામિ રટણ કરી રૂદીયામાં.
તોપણ હરી પ્રસન્ન નહિ થાવે, ભલી ભક્તિ ભુધરને ભાવે;
ભક્તિ વિણ સૌ મિથ્યા જાવે, અંતરયામિ રટણ કરી રૂદીયામાં.

શ્રીહરીને સૌની ફીકર છે, જુઓ વનવગડાનો અજગર છે;
ચાતકની ખૂબી ખરેખર છે, અંતરયામિ રટણુ કરી રૂદીયામાં.
વળી માના સ્તનમાં દૂધ ભર્યું, જળ સીંચી તરૂ પોષણુ કર્યું;
એવું ઉદાર પ્રભુએ રૂપ ધર્યું, અંતરયામિ રટણુ કરી રૂદીયામાં.
હરિ સૌની ઇચ્છા પૂરે છે, જે ભક્તો ભક્તિ રસ લેછે;
સુખ સંકટ સર્વે જે સ્હેછે, અંતરયામિ રટણુ કરી રૂદીયામાં.
કાન કુબજા દાસી ઘેર ગયા, પાંડવનાં કામ કરવાજ રહ્યા;
ઉગ્રસેનતણા છડીદાર થયા, અંતરયામિ રટણુ કરી રૂદીયામાં.
તમે નાપીકનું તો રૂપ લીધું, પ્રેમે મીરાંબઇનું ઝેર પીધું;
નરસિંહ મહેતાનું કામ કીધું, અંતરયામિ રટણુ કરી રૂદીયામાં.
તમે સુધન્વાને ઉગાર્યો, વળી તેલ કઢામાંથી તાર્યો;
તમે હીરણાકશ્યપને માર્યો, અંતરયામિ રટણુ કરી રૂદીયામાં.
પ્રહલાદે તજીઓ નીજ તાતા, વળી વિભીષણે તજીઓ ભ્રાતા;
તજી ભરતજીએ કેકૈ માતા, અંતરયામિ રટણુ કરી રૂદીયામાં.
જે ચાર વેદ ખટ શાસ્ત્ર ભણ્યો, ચૌદ વિદ્યાનો પાયોજ ચણ્યો;
સૌ પુરણનો તો ગુટકો ગણ્યો, અંતરયામિ રટણુ કરો રૂદીયામાં.
પણુ ભક્તિ નહિ પૂરી પામ્યો, જગમાં જશ તેનો નહિં જામ્યો;
તાર્યા નહિં તે સુંદીર સ્યામા, અંતરયામિ રટણુ કરી રૂદીયામાં.
જો કદાપિ મળશે સ્પર્શમણિ, વળી મળતી કામદુરગા દુઝણી;
ઘરમાં મીલકત છે ક્રોડ ઘણી, અંતરયામિ રટણુ કરી રૂદીયામાં.
મળી ગઈ છે જેને નવનીધી, વળી આવી છે અષ્ટમા સીધી;
અખેપાત્રતણી ઢગલી કીધી, અંતરયામિ રટણુ કરી રૂદીયામાં.

પણ પ્રભુ ભકિત વિણુ ફોગટ છે, તે માટે ચેતો ચટપટ રે;
ભકિત રસનો ભરજે ઘટરે, અંતરયામિ રટણુ કરો રૂદીયામાં.
ભીલડાં તો વનમાં જઈ રહે છે, સુરદાસ દંડને પકડે છે;
માછલડાં જળમાં નિત્ય રહે છે, અંતરયામિ રટણુ કરી રૂદીયામાં.
બહુ વ્યાસ શાસ્ત્રને જાણે છે, કહી કથા રાગડા તાણે છે;
ઉરમાં શુદ્ધ પ્રેમ કયાં આણે છે, અંતરયામિ રટણુ કરી રૂદીયામાં.
ટપાલી ગામોગામ ફરે, કોઇ દેવળમાં જઈ પુંજા કરે;
પણ મોહન કયાં છે મથી મરે, અંતરયામિ રટણુ કરી રૂદીયામાં.
વળી ઘણા કઢંગી છે ભકતો, તેમની વાતો નથી કહી શકતો;
જો આવી છે આવી વખતો, અંતરયામિ રટણુ કરી રૂદીયામાં.
માટે પ્રભુ ઉપર સૌ પ્રેમ ધરો, તમે દુર્ગુણ દેખી તુરત ડરો;
દુઃખ દરિયાપાર તમે ઉતરો, અંતરયામિ રટણુ કરી રૂદીયામાં.
વેગે મનમાં સૌ વિચારી, જપજોને સૌ જુગદાધારી;
ગાય છે ગોવરધન ગિરધારી, અંતરયામિ રટણુ કરી રૂદીયામાં.

---

### પદ ૪૬ સું.

### પામર પ્રાણીને પ્રભુપર પ્રેમ ધરવા માટે બોધ.

રાગ—ઓધવજી સંદેશો કહેજો શ્યામને.

પ્રેમ ધરોને પ્રભુપર પાપી પ્રાણીઆ;
આખર તરવાનો છે એ ઉપાય જો. પ્રેમ ધરોને.
મિથ્યા રસ માયમાં શું મોહી રહ્યો,
આયુષ્ય તારૂં સર્વ અવર્થા જાય જો. પ્રેમ ધરોને.

કાદવમાં ખરડાયો કયમ નીકળે નહિં,
કેમ ગમે છે તને માટીને મેલ જો; પ્રેમ ધરોને.
મૂછોને મરડી શું મમતામાં ફરે,
છાકી ગયોછું કયમ રે આવડો છેલ જો. પ્રેમ ધરોને.
ગંદી દેહનો શો છે આવડો ગારવો,
વજ્જર સરખી પડે પલક મોજાર જો; પ્રેમ ધરોને.
મનનારે મનસુબા મનમાં રહી જશે,
કયારે એકાંતે જઇ કરીશ વિચાર જો. પ્રેમ ધરોને.
પડપંચી લોકો તે સૌ ટોળે મળ્યા,
ધુમાધુમ કરી કરે ઘણું ઘમશાણ જો; પ્રેમ ધરોને.
મોટા તો મુનીવર પણ માયામાં ફસ્યા,
માયા દેવી કરશે કુચ્ચડઘાણ જો. પ્રેમ ધરોને.
જળ, માછલડી બેને જેવો પ્રેમ છે;
તેવો પ્રભુ ઉપર રાખો પ્રેમજો. પ્રેમ ધરોને.
ગોવરધન કહે પ્રભુના ગુણ ગાવાતણો,
રાખોને હમેશાં સર્વે નેમજો. પ્રેમ ધરોને.

---

પદ ૪૭ મું.

## વાતલડીને ધિક્કાર.

રાગ—ઓ જસોદાજી આવડો લાડકવાયો લાલ નકી જીવે.

હેરે હો વાતલડી ભજતાં, તું કયમ રે આડી આવે;
આ ભકતોની ભક્તિમાં, તું કયમ રે ભંગ પડાવે.

લટકે મટકે લવરી કરતી, તું નફ્ટ થઇ થઇ ફરતી ફરતી;
કોઈ કહે તે કાને નવ ધરતી. હો વાતલડી.
તેં ભાંગ પીધી હોય જેમ ઘણી, ગુલતાન બની બેભાન બની;
તું દૂર જા અહીંથી જ્ઞાન વની, હો વાતલડી.
તું ચોરે ચકલે બેસે છે, અજ્ઞાની ઘરમાં પેસે છે;
વળતી સૌને વશ કરી લે છે. હો વાતલડી.
મિથ્યા તું ખૂબ ખુમાટ કરે, જો હરી ભજન તે માંય ધરે;
તો સ્વર્ગ ભોવનમાં તર્ત ઠરે, હો વાતલડી.
માટે આડી અવળી જાજે, ભક્તિ રસ તારાથી લાજે;
ગોવરધનનું દીલડું દાઝે, હો વાતલડી.

---

## પદ ૪૮ મું.

### જેને ઘણાં અપલક્ષણ વળગેલાં છે તે ભક્તમાં આવી શું દળદર ફુંકવાનો હતો ?

તે દળીદર શું ફુંકે રે, ભાઇ તે દળીદર શું ફુંકે રે;
હરિ ભજનમાં જ્યારે બોલાવે, વેગળો જઇને હુકે રે. ભાઇ.
પ્રભુ કથા કીર્તનમાં આવી, ઠેર ઠેર પોતે થુંકે રે. ભાઇ.
ઘણી જરૂર જ્યાં રૂપૈયાની, કામ ચલાવે ફુંકે રે. ભાઇ.
હરિભજન હસવામાં કાઢે, ચેતવાનું ચૂકે રે. ભાઇ.
ઠઠ્ઠાને ઠગબાજી કરતાં, હૈડું ચોંટ્યું હુકે રે. ભાઇ.
ભક્તિભાવ રૂદીયામાં ધરે નહિં, કાચા ચણાને ભુકે રે. ભાઇ.
ગોવરધન કહે ગુણ નવ ચાખ્યો, હૈયું છે છાશને હડુકે રે. ભાઇ.

---

પદ ૪૯ મું.

સર્વ કરતાં ભક્તજનોજ મોટા છે.

ભક્તજનો છે મોટા રે, ભાઇ ભક્તજનો છે મોટા.
ભજન વાળા વૈમાનમાં બેસે, બીજા ખાય છે જમના સોટા રે. ભાઇ.
ભક્તજનોને આસન આપે, કે બીજાને ઝાલી સોટા રે. ભાઇ.
ભક્તજનો તો હરીને છે વ્હાલા, બીજા છે ખાસડાંના જોટા રે. ભાઇ.
ભકતોનો જન્મ તો સફળ થયો છે, બીજા જનમ્યા તે ખોટા રે. ભાઇ.
ભક્તજનો તો સુવાસિત આપે, જેમ ગુલાબના ગોટા રે. ભાઇ.
ગોવરધન કહે અજ્ઞાની જન તો, પાણીના છે પરપોટા રે. ભાઈ.

---

પદ ૫૦ મું.

ભકિત કરવામાં કાંઇ માણસની આબરૂ જવાની નથી.

લાજ નથી રે જવાની ભજનમાં લાજ નથી રે જવાની.
અમરીશ રાજાએ આઠ પહોરમાંહી, ભક્તિને મોટી માની રે. ભજન.
જન્મ થતાં શુકજી વનમાં રે નાઠા, બ્રહ્માનું જ્ઞાન પીછાણી રે. ભાઇ ભજન.
પ્રલાદજી તો બીજું ભણ્યા નહિં, પ્રભુનું નામ સાચું જાણી રે. ભાઇ ભજન.
ધ્રુવજી રે ધન તો સાચું કમાયા, ટાળી છે નરકની ખાણી રે. ભાઇ ભજન.
જંજાળે તુજને ઝાલીને બાંધ્યો, શીદ પીડાય છે પ્રાણી રે. ભાઇ ભજન.
ગાય ગોવરધન જ્ઞાની રે ભણુતા, વાતો તો વેદની છાની રે. ભાઇ ભજન.

---

પદ ૫૧ મું.

પ્રભુ ભજવામાં કાંઇ પૈસો આપવો પડતો નથી.

નહીં બેસે નાણું રે, નહીં બેસે નાણું.
ભક્તિ ભુદરનીમાં નહિં બેસે નાણું. નાણું.

ખજાના તારા ખૂટે નહિં કદીએ, નહિં નીકળે તારી કોઠીનુંહાણું. નહિ.
કાયા તારી કરમાઇ ન જાશે, ફોગટ શીદને લે છે વગોણું. નહિ.
હરિના રે નામનો મહીમા મોટો, વેદ રે સા સાની માયા વખાણું. નહિ.
ધૂતીધૂતી આખો દહાડો ગુમાવ્યો, હરિ નામ લઉં ત્યારે કમાયોજાણું. નહિ.
ઉત્તમ ગુણની ઝારી ભરી છે, હરિનામ નહિં એજ મોટું કાણું. નહિ.
ગાવો ગોવરધન પ્રભુજીના ગુણ, ઉઠો ઉઠોભાઈઓ આવશે આણું. નહિ.

---

## પદ પર મું.

## પ્રભુની ભકિત વગર જન્મારો ફોકટ જાય છે.

જાય છે જાય છે જાય છે રે, જીવ જન્મ અવરથા જાય છે;
પ્રભુ પારસ તું હાથમાંથી ખુવે, ચાક ચૂનાને ન્હાય છે રે. જીવ.
ભલા ભૂંડાનો ભેદ નો જાણ્યો, ખીરમાં તું મીઠું ખાય છે રે. જીવ.
લાલચુ થઇને લાંચો લઇને, ફુલીને ફાળકો થાય છે રે. જીવ.
મનુષ્યાદેહ તો ફરીથી નહિં મળે, આવ્યો અવસર સુખદાય છે રે. જીવ.
જુઠી બડાઇના ઢોંગ બતાવી, વ્હાલાજીને કાં વહાય છે રે. જીવ.
દાસ ગોવરધન દીનતા રે રાખી, ગુણ પ્રભુજીના ગાય છે રે. જીવ.

---

## પદ ૫૩ મું.

## તારા માથા ઉપર કાળ ભમેછે માટે જલદી ભક્તિ કરી લે.

રાગ—ઉપર પ્રમાણે.

કાળ છે કાળ છે કાળ છે રે, તારે માથે રે મોટેરો કાળ છે.
જુએ છે તુજને ઝડપી લેવા, મોટી ફલંગને કોળ છે રે. તારે.
જમડા રે જ્યારે બાંધીને મારે, પ્રભુ વિના કોની સંભાળછે રે. તારે.

ભુંડા નફ્ફટ તું ભોમીમાં ભમતો, આવેલું છે માથે આળ છે રે. તારે.
મુરખ રે તું તો માનજે રે મારૂં, કયાં સૂધીનાનો બાળ છે રે. તારે.
ભુદરજીની ભક્તિ રે સાચી, બીજું તે આળપંપાળ છે રે. તારે.
ગાય ગોવરધન ગોવિંદજી તો, દાસને દીનદયાળ છે રે. તારે.

પદ ૫૪ મું.

**મનુષ્યનો અવતાર ભક્તિ કરવાનો ખરેખરો દાવ છે તે સાર્થો લે.**

રાગ–ઉપરનો.

દાવ છે, દાવ છે, દાવ છે રે, દીનાનાથ ભજ્યાનો આ દાવ છે;
ખોબલા પાણીમાં શું રે ખાંખા રે, ચોખા રે નીરનું તળાવ છે રે. દીનાનાથ.
સંસાર સાગર તરીને ઉતર્યો, જેનો ભજનપર ભાવ છે રે. દીનાનાથ.
બુડયા બુડયા રે બેવકુફ પ્રાણી, ચેતેલાનો બચાવ છે રે. દીનાનાથ.
દાસ ગોવરધન વીનવીને કહે છે, લેવાનો સારો લાવ છે રે. દીનાનાથ.

પદ ૫૫ મું.

**ઢોંગી ધુતારાને બોધ.**

રાગ–ઉપરનો.

આવો આવોને સૌ એક વાર રે, ઢોંગી ધૂતારા રે.
જપો જપોને જુગદાધાર રે, ઢોંગી ધતારા રે.
ધુતી ધુતીને ભેળું કીધું રે, ઢોંગી ધૂતારા રે.
કદી કામ કર્યું નહિં સીધું રે. ઢોંગી ધૂતારા રે.
ભુદરજીની ભક્તિ ભૂલ્યો રે, ઢોંગી ધૂતારા રે.
તું તો ફોગટ શીદને ફુલ્યો રે, ઢોંગી ધૂતારા રે.

ઉંધાં છતાંમાં આયુષ્ય ગુમાયું રે, ઢોંગી ધૂતારા રે.
કોડી જેટલું સાથે ન આવ્યું રે, ઢોંગી ધૂતારા રે.
તું તો આખો દહાડો અન્યાયમાં રે, ઢોંગી ધૂતારા રે.
કીડા પડશે રે તારી કાયમાં રે, ઢોંગી ધૂતારા રે.
જુઠાં સાચાંમાં જુવાની ગઇ રે, ઢોંગી ધૂતારા રે.
હવે બ્હોત ગઈ થોડી રહી રે, ઢોંગી ધૂતારા રે.
ટીલાં ટપકાં કપાળમાં તાણ્યાં રે, ઢોંગી ધૂતારા રે.
પણ પ્રભુ રસ પેટમાં આણ્યા રે, ઢોંગી ધૂતારા રે.
ભક્તિ જ્ઞાનની વિના બધી ભૂલ રે, ઢોંગી ધૂતારા રે.
તારાં પળીઆમાં પડી ધૂળ રે, ઢોંગી ધૂતારા રે.
ગાય ગોવરધન ગિરધારી રે, ઢોંગી ધૂતારા રે.
ભજો ભજોને દેવ મોરારી રે, ઢોંગી ધૂતારા રે.

---

## પદ ૫૬ મું.

### પ્રભુના નામ રૂપી હીરાની કીંમત અમૂલ્ય છે.

ઈશ્વર હીરો મોંઘો મનજી.
અંતરનો પડદો જો ખોલે, છે સોંઘામાં સોંઘો મનજી. હરિ.
મુલ ખરચતાં તે તો ન મળે, આત્મ જ્ઞાનને સ્હેજ મનજી. હરિ.
છે પાસેની પાસે જોને, ચીતમાં ચેતી લેજ મનજી. હરિ.
દૈત્યો તારી આંખ દબાવે, સુઝે નહિં તલભાર મનજી. હરિ.
સદ્‌બુદ્ધિનું શસ્ત્ર લઇને, કરજે તું સંહાર મનજી. હરિ.
સાંભળજે હૈયાના કુટયા, સદ્‌ગુરૂની શિક્ષા સારી મનજી. હરિ.
ઘટમાં જ્ઞાન ધરીને ગાજે, ગોવરધન ગિરધારી મનજી. હરિ.

### પદ ૫૭ મું.

## ઢોંગી ભકિતથી પ્રભુ પ્રસન્ન થાય નહિં.

રાગ—હાં રે પ્રાણી ડહાપણમાં ડંડાયો.

ગુણ પ્રભુજીનો નહિં ગાયો. હાં રે.
જટાઓ બાંધી લંગોટ વાળી, અંગ ભભુત લગાયો. હાં રે.
સાચી ભકિત સુઝી નહિં કદીએ, તું તો ઢોંગીના સંગમાં ધાયો. હાંરે.
ચીપી ચીપીને વાતો કરે છે, તું તો નીંદાના જળમાં ન્હાયો. હાં રે.
સ્વાર્થ માટે શિક્ષા દે છે, વૃથા જન્મ ગુમાયો. હાં રે.
ગોવરધનનું જ્ઞાન થયું નહિં, કશું નહિં કમાયો. હાં રે.

---

### પદ ૫૮ મું.

## પ્રભું પાસે પ્રાર્થના.

ભુદરજી ભાવટ ભાગો મારી, દુઃખ દરિઆ પાર ઉતારી. ભુદરજી.
પ્રભુ મને જાણો પામર પ્રાણી, ઝાલો આજ હાથ તમારો જાણી. ભુ.
બળ્યો બળ્યો થઇને રહ્યો મારો બેલી, શાંતિ રૂપી આપો અમૃતવેલી. ભુ.
સગાંવ્હાલાં રે સ્વાર્થનાંરે સંબંધી, આંખ્યોએ આવી ગઇ છે અંધી. ભુ.
જે જે પ્રભુ અકળગતિ અવતાર, પૂરા પૂરા પંડિત પામે ન પાર. ભુ.
ગોવરધન જ્ઞાન કાંઇ નવ જાણે, પ્રભુ તારો તારો તમે આ ટાંણે. ભુ.

---

### પદ ૫૯ મું.

## અંતર શુદ્ધિ થયા વિના પ્રભુ રીઝે નહિ.

રાગ—નહિં આપું નંદજીના લાલ.

**ભર્યો ભર્યો ભુંડાઇનો ભાર રે, પ્રભુ તને કેમ રીઝે.**

ભૂખે ગાયા નહિં બોરાર રે, પ્રભુ તને કેમ રીઝે.
મોટી મોટી ઝાલી છે માળા રે, પ્રભુ તને ,,
તું તો કર્મ કરે છે કાળાં રે, પ્રભુ તને ,,
ગરીબ જનનાં કાળજાં કરડે રે, પ્રભુ તને ,,
તું તો કામનીના સંગમાં મોહ્યા રે, પ્રભુ તને ,,
ખરેખરો તો ખેલ તેં ખોયો રે, પ્રભુ તને ,,
તું તો સઘળી રે વાતમાં શૂરો રે, પ્રભુ તને ,,
તું તો પર ધન હરવાને પૂરો રે, પ્રભુ તને ,,
ઉંચો થઇને તું તો આથડે રે, પ્રભુ તને ,,
બહુ બુરૂ ને મિથ્યા બડબડે રે, પ્રભુ તને ,,
તારી ક્યાંરે બળી ગઇ ગત રે, પ્રભુ તને ,,
કરે નાગા તણી સોબત રે, પ્રભુ તને ,,
ફૂલી ફૂલીને કરે ઘણા ફંદરે, પ્રભુ તને ,,
તારી મતી થઇ ગઇ મંદ રે, પ્રભુ તને ,,
ચોરી ચાડી ને નિંદાખોર રે, પ્રભુ તને ,,
ફરે જેમ હરાયું ઢોર રે, પ્રભુ તને ,,
જ્યારે જમનાં રે ખાસડાં ખાશે રે, પ્રભુ તને ,,
પછી પોકારીને પસ્તાશે રે, પ્રભુ તને ,,
ચેત ચેતને ઓ ચંડાળ રે, પ્રભુ તને ,,
પાણી પહેલી બાંધી લેને પાળ રે, પ્રભુ તને ,,
સારી રીતથી તું તો સેવ રે, પ્રભુ તને ,,
દાસ ગોવરધનના દેવ રે, પ્રભુ તને ,,

---

### પદ ૬૦ મું.

**એક સ્ત્રી પોતાના ભક્તિ વગરના પતિને ધિક્કારે છે.**

ઓ નિંદ્રાખોર નઠોર રે, નકટા નાવલીઆ.
ઓ પુંછ વગરના ઢોર રે, નકટા નાવલીઆ.
જમતો લચપચતા લાડુ રે, નકટા નાવલીઆ.
દેવ દેખી જુએ છે આડું રે, નકટા નાવલીઆ.
ભજનમાં ભંગ પડાવે રે, નકટા નાવલીઆ.
ગુણકાઓ જોવા જાવે રે, નકટા નાવલીઆ.
આખી રાત ગપાટા હાંકે રે, નકટા નાવલીઆ.
પ્રભુ ભક્તિમાં મૂખ પાકે રે, નકટા નાવલીઆ.
શું ભક્તિમાં શરમાય રે, નકટા નાવલીઆ.
કુકર્મે નહિં લજવાય, નકટા નાવલીઆ.
આ ભજન હસ્યામાં કાઢે રે, નકટા નાવલીઆ.
નહિં પ્રેમની તાળી પાડે રે, નકટા નાવલીઆ.
કાલસરવાસી કહે છે રે, નકટા નાવલીઆ.
ફોગટ શું ફુલેછે રે, નકટા નાવલીઆ.

---

### પદ ૬૧ મું.

રાગ—વ્હાલા સનાદે રહેજોને.

મારા વ્હાલા પ્રભુજી તારૂં નામ નહિં વિસારૂં.
નામ નહિં વિસારૂં, તારૂં નામ નહિં વિસારૂં.
માતપિતા છો મુજને વારે, દુરજન છોને દમતા;
સગાં કુટુમ્બી સાથે ન જાવું, ગોવિંદ મુજને ગમતા. મારા.

ટાઢ તાપને નહિં ગણુકારૂં, રૂદીએ ન ધરૂં રોગ;
ખારા ખાટા તીખા તુરા, ભાવે નહિં કંઈ ભોગ. મારા.
જ્યાં જાઓ ત્યાં સાથે આવું, ગાઉં તમારૂં જ્ઞાન;
શ્રીજી મુજને શરણે રાખો, ત્યારે ગમશે તાન. મારા.
ઉજાગરામાં આખી રાતો, કાઢું હું દશ વીશ;
વ્હાલા મુજને નહિં વરો તો, ઝેર હળાહળ પીશ. મારા.
આડાઅવળા કેમ નાસો છો, મુજને દેખી દૂર;
છેડો ઝાલું ક્યાંથી છટકો, પ્રેમતણું છે પૂર. મારા.
કરૂણાસાગર કેમ નાસો છો, ધરજો મુજપર પ્રેમ;
ન્હાવું, ધોવું, ખાવું, ભુલું, નમવાનો છે નેમ. મારા.
આજે આવો પ્રભુ મારા, હેતે ઝાલો હાથ;
દયા કરો દેવાધિ દેવા, ગમતો છે સંગાથ. મારા.
આકુળવ્યાકુળ શીદને કરતા, ઉરમાં હું અકળાઉં;
વાટ જોઇને વળગી રહું છું, ગરબડ ગોથાં ખાઉં. મારા.
વ્હાલાજી પ્રભુ વાર ન કરશો, વરશો મારી સાથ;
નિત્ય નિયમથી પુજું પ્રેમે, નૌતમ મારા નાથ. મારા.
દેજો દેજો દરશન મુજને, મનમાં હું મકલાઉં;
ગોવરધનના સ્વામી સાચા, ગુણ તમારા ગાઉં. મારા.

---

### પદ ૬૨ મું.

### સમજીને ચાલવા વિશે.

રાગ–ઉપર મુજબ.

મારા સાચા સ્નેહિ જરા સમજીને ચાલ.
સમજીને ચાલ તારે, જવું આજકાલ. મારા.

દાંત પીસેછે જમના દુતો, ઝટપટ પકડી જાશે;
લાગી સાધીને લેજો નહિં તો, પાછળથી પસ્તાશે. મારા.
કાયા કાચ તણો છે કુપો, પાણીનો પરપોટો;
ફુંક લાગતાં ફુટી જાશે, ખેલ થશે બહુ ખોટો. મારા.
હીરાને હડસેલી મેલી, હાંડીમાં શું મોહ્યો;
અવનીમાં આવ્યો શા માટે, મિથ્યા જન્મ વગોવ્યો. મારા.
છેલાઇમાં તે છાકી જઈને, કીધાં ચોરી ચાડી;
નિંદામાં નવરો નવ થાતો, અકર્મી અનાડી. મારા.
સાચી સંગત મૂકી દઇને, ભૂંડા સાથે ભમીઓ;
પાખંડી તું ભેટ ભરીને, દીન જનોને દમીઓ. મારા.
અન્યાયી તું આડું બોલે, લાંચોનું ધન લીધું;
પામર જન પર પ્રેમ ન રાખ્યો, ઝેર હળાહળ પીધું. મારા.
ગતી વગરના ગાંડીઆ રે, શી ગત તારી થાશે;
ક્યાંથી આવ્યો ક્યાં જાવાનો, ગરબડ ગોથાં ખાશે. મારા.
મનનો મેલ તજીને મૂરખ, વળતી કર વિચાર;
જુગજીવનને શરણે જાજે, સમજી સાર અસાર. મારા.
સગાં કુટંબી મહેલ ખજાના, સરવે અહીંઆં રહેશે;
સ્વાર્થ છે ત્યાં સુધી સાચાં, અંતે લુંટી લેશે. મારા.
માટે મારા માનવભાઈ, હરિના હુકમ પાળો;
ગોવરધનનું જ્ઞાન સૂણીને, વૃત્તિ પાછી વાળો. મારા.

### પદ ૬૩ મું.
### ભુદરજીરૂપી ભોગી ભમરો.

ભમરો ભોગી આવ્યો રે, ભમરો ભોગી આવ્યો;
ભાવ ધરી ભુદરજી, ભક્તિ રસ લેવા.
અમૃત ટીપાં આપો મુજને, નહિં તો જીવન જાશે;
પ્રેમ તણા તે પાણી વિના, આગ નહિ ઓલવાશે. ભમરો.
ધુ ધુ ધુ નાદ કરૂં છું, ઝટપટ ઘટમાં લેશો;
કાદવમાં ખરડાયો કીડો, કેવું હોય તે કહેશો. ભમરો.
ભમીઓ ભમીઓ ભુતળ માંહી, ભ્રમણામાં ભરમાયો;
ભાન ભૂલાવી ભૂંડા લોકે, પાપી પંથ બતાયો. ભમરો.
દોડું દોડું દરશન કરવા, માયામાં અટવાઉં;
ઝાંખર, ઝેડાની છે ઝાડી, ચાલે તો ગુંચાઉં. ભમરો.
મહારાજા તમ મહેર કરોને, કૃપા કરીને કાઢો;
ગોવરધન ભક્તિનો ભોગી, તરત પાડશો ટાઢો. ભમરો.

---

### પદ ૬૪ મું.
### નઠારી નારીને ઠપકો.

રાગ-ભાઇ બુડતો તારો રે, અંબે આવી પાર ઉતારો.

નફ્ટ ને ઓ નિર્લજ નારી રે, બોલે નહિં બોલ વિચારી રે;
નફ્ફરખંડી ખેલે નઠારી રે, કરે તું તો દુરજન યારી રે. નફ્ટ.
ધુતે બધું ગામ ધુતારી રે, સૂણી લેને શિક્ષા સારી રે. નફ્ટ.
ભૂંડી નારી સઘળે ભટકે, ઘેર ઘેર ધુમવા જાય;
ઠીઠી રે ઠીઠી દાંત દેખાડે, મેણાં દઇ મલકાય. નફ્ટ.

બાપતણું તે નામજ બોળે, બોળે ધણીનું નામ;
લોકો રે કેરી લાજ ન રાખે, કથળે તારૂં કામ. નફ્ટ.
ભૂંડી નારી ભૂંડું રે ભાખે, રાખે નહિં મરજાદ;
ઝાંપડી સરખી ઝુઝવા લાગે, આખર કરશે યાદ. નફ્ટ.
સગાં વ્હાલાંની શરમ ન રાખે, કરતી નીચાં કામ;
કુટુમ્બ માંહી કજીઓ કરતી, ઠાલી કરે સૌ ઠામ. નફ્ટ.
ડાકણુ સરખી ડોળા કાઢીને, ધસીને લડવા ધાય;
નફ્ફરખંડી તું નિંદા કરીને, મનડામાં મલકાય. નફ્ટ.
સંગ નહિં તારે સાચા જનનો, નાગાને નમવા જાય;
ખેલાડી જન તુજને ખેલાવે, લાભ તારો લુંટાય. નફ્ટ.
સાસુ રે સસરાની સેવા કરી નહિં, ભાગ્યો ભુંડાઈનો ભાર;
દીયેર, નણંદીને ગાળો દેતી, બળ્યો તારો અવતાર. નફ્ટ.
ઝેરીલી અલી ઝેર છે ઝાઝું, નૌતમ કાળો નાગ;
નીચી નારી તું નખરાં કરે છે, લડવાનો શોધે લાગ. નફ્ટ.
કુડી નારી કાળાં કર્મ કરે છે, ખટપટે ખુશી થાય;
નકટી રે તું તો નરકે રે પડશે, કીડા પડે તારી કાય. નફ્ટ.
ખોટે રે રસ્તે ખેલે ખુશી થઇ, ખૂબ રે ખાસડાં ખાય;
જમરાજા તારી જુતી લેશે, ત્યારે તુંતો પસ્તાય. નફ્ટ.
છાકેલી નારી છોકટો છોડી, ઝીભલડી કરે જે બંધ;
દીલમાં જ્ઞાનનો દેવો લેશો, કેમ બની તું અંધ. નફ્ટ.
શાણી નારીઓ સંગત કરશે, ચિત્તમાં જો સારૂં હાય;
ફજેતીના બહુ ફાળકા થાશે, જાણીને વેગળાં જાય. નફ્ટ.

દીલડામાં એના દેવતા ભર્યો, જીભમાં ઝાઝું ઝેર;
વળગી હોઠે વિષય રે તેને, કાળો કરે છે કેર. નફ્ટ.
અરે અભાગણી શંખણી ભૂંડળ, સમજીને કાંઇ ચાલ;
જોતાં જોતાં જન્મારો રે જાશે, તારો બગડશે તાલ. નફ્ટ.
તારી કાયાનો ક્યાં છે ભરોંસો, કાચ સમી કહેવાય;
પાણીના પરપોટાની પેઠે, ઝટપટ ફૂટી જાય. નફ્ટ.
નિંદા તજી દે નીચ નઠારી, પ્રભુપર રાખી પ્રીત;
સગાં કુટુમ્બી સ્નેહિની સાથે, રાખજે રૂડી રીત. નફ્ટ.
ભક્તિ રે કરજે ભાવે હરિની, ભૂંડી વાણી નવ ભાખ;
કાળાં કર્મ તું છોડી દઇને, દયા તું દીલમાં રાખ. નફ્ટ.
શાણા રે શેઠની સોબત કરજે, સૌને કરજે સ્હાય;
લુચ્ચી લફંગી લાલચુ થઈને, નહિં રે બગાડીશ કાય. નફ્ટ.
અહંકાર સરવે અળગો કરીને, જ્યારે ડાહી થઈ જાય;
મચ્છરમાં તું નહિં મકલાયે, ઠીક તે સારૂં થાય. નફ્ટ.
કાલસરવાસી ગોવરધનનું, ગાન જો રૂડું ગાય;
વ્હાલ ધરી શુભ રીતે વર્તી, ઝટપટ વૈકુંઠ જાય. નફ્ટ.

---

## પદ ૬૫ મું.

## નઠારા પુરૂષને ઠપકો.

રાગ—ઉપર પ્રમાણે.

ભૂંડા જન ભંગીઆ જેવો રે, અકર્મીને આંધળો એવો રે.
કીડો એને વિષ્ટાનો કહેવો રે, સાચા જન સાથને સેવો રે ભૂંડા.

દીકરીઓના દામ લઇને, મનમાં બહુ મલકાય;
કાળાં કર્મ કરે કારમાં રે, તે તો જાણે સૌ જગરાય. ભૂંડો.
માબાપનું માન ન રાખે, કરતો કપુત બહુ કેર;
પાળી ન આજ્ઞા કદીએ પીતાની, જીભમાં ઝાઝું ઝેર. ભૂંડો.
દગા રે ફટકામાં નીત્ય રે દોડે, ડહાપણ કરવા જાય;
ન્યાયની વાતમાં વેગળો નાસે, નીચ કરે અન્યાય. ભૂંડો.
ભાઇ ભાંડુની ભીડ ન ભાગે, ભૂંડાઇમાં ભરપૂર;
પાપ કરતાં પાછો ન હઠતો, ચાડીમાં ચકચૂર. ભૂંડો.
જૂઠાં જૂઠાં આળ ચઢાવે, બોલે જૂઠો બોલ;
નીચની સોબત જોઇને સરવે, તેનો કરશે તોલ. ભૂંડો.
લાંચોનું ધન લુંટી ખાવા, દોડે દહાડોને રાત;
ખટપટનો તું ખેલ રમે છે, અતિ કરે ઉત્પાત. ભૂંડો.
ભૂંડા જનથી ભંગીઓ સારો, જળથીરે અંગ ધોવાય;
ભૂંડા જનનું કાળજું ભૂંડું, કેમ કરી શુદ્ધ થાય. ભૂંડો.
ખરીરે વાતે ખારજ રાખે, ઢોર જેવો છે ઢંગ;
મશ્કરી મેણાંમાં મૂછો મરડે, જાણે કરવો જંગ. ભૂંડો.
જૂઠી જૂઠીરે આશાઓ આપે, વળતીરે વિશ્વા થાત;
સ્વાર્થમાં સપડાઇ મૂરખ, કરતો લાતંમલાત. ભૂંડો.
નીચ નારીની શિક્ષા રે માને, રાખે નહિં મરજાદ;
દીના રે નાથનો ડર રાખે નહિં, જુદો વદે છે વાદ. ભૂંડો.
સાચી રે વાતો કદી સૂઝે નહિં, અભિમાનમાં અથડાય;
કપટી રે કુડાં કર્મ કરીને, બગાડે તારી કાય. ભૂંડો.

નવરો થઇને નિંદા રે કરતો, ગાય મુખેથી ગાળ;
શાણા જનની શરમ ન રાખી, કુલીને ભરતો ફાળ. ભૂંડા.
બાપ તણું અલ્યા નામજ બોળ્યું, ખોઇરે કુળની લાજ;
મોઢા રે ઉપર શાહી રે ચોપડી, ફરતો ફરે શું આજ. ભૂંડા.
નકટો નાક વગરનો થઈને, નીચે નમવા જાય;
માન તજીને માથું ખૂએ છે, પાછળથી પસ્તાય. ભૂંડા.
મમત છોડી માનજે મારૂં, ચેતીને જરી ચાલ;
કાલસરવાસી કહે છે ગોવરધન, તારો સુધરશે તાલ. ભૂંડા.

---

પદ. ૬૬ મું.

## મારા પ્રભુ કેમ ગયા મેલી.

મારા પ્રભુ કેમ ગયા મેલી, લુટી લીધી વ્હાલ તણી વેલી;
દીધી દુઃખ દરિઆમાં હડસેલી, મારા પ્રભુ કેમ ગયા મેલી.
જરા મને નહિં રે ગમે જમવું, રૂડી રીતે નહિં રે ગમે રમવું;
નિત્ય મારે કોને જઇ નમવું, મારા.
કાળજડામાં કાંટા બહુ વાગે, દીલડામાં લ્હાય ઘણી લાગે;
ભૂધર વિના ભીડ રે કોણ ભાગે, મારા.
રોતાં થઇ રાતી આંખલડી, બોલી નહિં મુખથી હું બબડી;
ગગડી થઈને હું ગબડી, મારા.
હવે પ્રભુ વાર થઇ ઝાઝી, રૂદે વસી કરજો મને રાજી;
ગોવરધન ગુણ ગાએ ગાજી, મારા.

---

## પદ ૬૭ મું.

### બાળક જાણીને પકડો બાંહ્ય.

બાળક જાણીને પકડો બાંહ્ય રે, બાપલીઆ.
હું તો સમજું નહિં પ્રભુ કાંય રે, બાપલીઆ.
મેં તો તારૂં શું બગાડયું, શા માટે રિસાયો;
ઇશ્વર અળગા કેમ થયા છો, ભેદ નહિં બતાયો. બાળક.
શત્રુવટ શું રાખો સ્વામિ, તોડી સાચો સ્નેહ;
અપરાધોની માફી માગું, ઝાઝા કરીઆ જેહ. બાળક.
સ્વામિ સાથે કેમ વર્તવું, કદી ન સમજું કાંઈ;
જેવા તેવા લોચા વાળી, સપડાયો મનમાંહી. બાળક.
જ્ઞાન વગરની ગમત કરતાં, ઉલટો હું ગભરાયો;
સવળું જાણી અવળું કીધું, તે માટે કૂટાયો. બાળક.
વ્હાલાજી પ્રભુ વિયોગ ટાળો, રાંક મુજને જાણી;
કાલસરવાસી ગોવરધનની, સફળ કરો સૈ વાણી. બાળક.

---

## પદ ૬૮ મું.

### હું તો નહીં જાવા દઉં મારા નાથજી.

હું તો નહિ જાવા દઉં તમને મારા નાથજી રે;
ઝાલી હાથજી રે, હું તો નહિં જાવા દઉં તમને મારા નાથજી રે.
ઘણે દીને આવ્યા ઘનશ્વામી, પાંચ પદાર્થ પ્રીતે પામી;
શરણે રાખો રૂદીયા સાથજી રે. હું તો.

રહેજો રે પ્રભુ રસોઇ કરાવું, ધીરજથી તમનેજ ધરાવું;
ગોઠી બાંધું પ્રભુ તમ સંગાથજી રે. હું તો.
રમો જમોને રૂડી રીતે, પોઢો ગાદલીઆમાં પ્રીતે;
હેતે ધરશો મુજ શીર હાથજી રે. હું તો.
નહિં જાવા દઉં તમને હાવે, દાસ ગોવરધન ગુણુલા ગાવે;
બાળક હું તો ભીડું પ્રેમે બાથજી રે. હું તો.

---

પદ ૬૯ મું.

આવો આવોને ઇશ્વરજી.

આવો આવોને ઇશ્વરજી અળગા શું થયા રે.
કયારના કયાં ગયા રે, આવો આવોને ઇશ્વરજી અળગા શું થયા રે
વ્હાલાજી વરવા હું આવું, કંકુ ને ચોખા હું લાવું;
રૂદીઆમાં રસીઆજી પ્રભુ રમી રહ્યા રે. આવો આવો.
શોધુંછું આખા સંસારે, મળવાની બહુ હઠ છે મારે;
દીનાનાથજી દિલમાં કંઇ લાવો દયા રે. આવો આવો.
કેમ તમે રીસાયા સ્વામી, પ્રિતમ વર હું તમને પામી;
મારા ઉપર ધરશો મોહનજી મયા રે. આવો આવો.
શોભે નહિં આવું ઓ શાણા, ગુણ તમારા સર્વે જાણ્યા;
ગોવરધનને મૂકી વ્હાલા કયાં ગયા રે. આવો આવો.

---

### પદ ૭૦ મું.

### વ્હાલા વ્હાલ ધરીને આવો.

વ્હાલા વ્હાલ ધરીને આવો, ગુણુ વરણાગીઆ રે;
છો સોહાગીઆ રે. વ્હાલા.
રૂદીઆમાં તો રાજી કરવા, અરજી મારી ઉરમાં ધરવા;
સ્મરણુમાં સંચરવા, ઓ સદભાગીઆ રે. વ્હાલા.
ભુધર તમને ભાવે ભેટું, ખેલ કરી કયમ પાડો ખેટું;
મુજને આપો મુક્તિ રસ મ્હેં માગીઆ રે. વ્હાલા.
નમન તમારૂં ધરીને નિત્યે, પામર થઇ પરમેશ્વર પ્રીતે;
પ્રેમ ધરીને પૂરણુ પ્રેમે લાગીઆ રે. વ્હાલા.
રૂપ તમારૂં છે રઢીઆળું, સ્નેહ ધરી તમને સંભાળું;
ઉડે છે તકતકતા જાણે આગીઆ રે. વ્હાલા.
ભુધર ભાગો ભાવટ મારી, બહુ તમારી છે બલીહારી;
કાલસરવાસી ગોવરધન વૈરાગીઆ રે. વ્હાલા.

---

### પદ ૭૧ મું.

### પ્રભુ મને ઉગારો.

વ્હાલા રે હું તો ટળવળું વનમાં, આજે આવીને ઉગારો રે;
ટાઢો મટીને તપતો હું તનમાં, પ્રભુ પ્રીતે પધારો રે.
કપટી કરમના કાંટા રે વાગે, લોભ લાલચમાં લેવાયો રે;
મોહનું માંકડું મને વળગે છે, ભરમ મહિં ભરમાયો રે.
મદ મચ્છરના મારગમાંહી, વાઘ વરૂ અથડાએ રે;
દુર્ગુણુ કેરૂં વાદળું દીઠું, શાન્તિ સુરજ ઢંકાએ રે.

ભુંડાઇના ભીલો ભાલા લઇને, ભટકે છે ભાવ ધરીને રે;
ડોળા દેખાડે દાંત કચકાઇડે, લુંટાલુંટ કરીને રે.
મદદ નહિં મારે સાચા ગુરૂની, છાકટા થઇ કોણ છોડાવે રે;
સ્હાય કરો પ્રભુ સ્વામિ રે સાચા, ગોવરધન ગુણ ગાવે રે.

---

### પદ ૭૨ મું.

### પ્રેમ રસ માટે પ્રભુ પ્રત્યે પ્રાર્થના.

પ્રભુજી તારી પાસે, પ્રેમ રસ માગું માગું છું.
હું તરસ્યો થઇને તપીઓ, હું ખેલાડીમાં ખપીઓ;
જરી જાપ નહિં પ્રભુ જપીઓ, પ્રેમરસ માગું છું માગું છું.
હું આકુળવ્યાકુળ અંગે, સાચા ગુરૂજી નહિં સંગે;
રોળાયો દુર્ગુણ રંગે, પ્રેમરસ માગું છું માગું છું.
મારે કંઠે કાંટો પડીઓ, હું ચકડોળે બહુ ચઢીઓ;
હું ગાંડો થઇ ગરબડીઓ, પ્રેમરસ માગું છું માગું છું.
મુરછાગત થઇ મુંઝાયો, હું અંગ મહિં અકળાયો;
હું ભોળો થઇ ભરમાયો, પ્રેમરસ માગું છું માગું છું.
દાસ ગોવરધનના વ્હાલા, શીદ કુટાવો છો છાલા;
ઝટ પાવો પ્રેમરસ પ્યાલા, પ્રેમરસ માગું છું માગું છું.
મુને આંગળીએ વળગાડો, મારા વાલાજી વાલાજી.
મુને કચરામાંથી કાઢો, મારા વાલાજી મારા વાલાજી.
મારૂં પગલું ઠીક નહિં ઠરતું, થાકીને તે થરથરતું. મારા વાલાજી.
ફેરવશો પ્રભુ સાથે, ઝાલોને મુજને હાથે. મારા વાલાજી.

થાકું તો કેડે લેજો, પ્રભુ કહેવું હોય તે કહેજો. મારા વાલાજી.
પ્રભુ શું મુજને તરછોડો, ઠહાપણ રાખીને દોડો. મારા વાલાજી.
આ ગોવરધનની વાણી, સુણો દાસ તમારો જાણી. મારા વાલાજી.

### પદ ૭૩ મું.

### શ્રી પ્રભુજી શરણે રાખો.

શ્રી પ્રભુજી આવીને શરણે રાખો,
ભલી રે વાણી ભેદ બતાવીને ભાખો. શ્રી પ્રભુજી.
પ્રભુ વિના ગોઠે નહિં મુજ ઘરમાં,
વળ્યું ચિત્ત મારૂં ત્રીભુવન વરમાં. શ્રી પ્રભુજી.
સદા સ્વામિ હું તમને સંભારૂં,
અંતરનાદે ઉદ્ગારો ઉચ્ચારૂં. શ્રી પ્રભુજી.

### પદ ૭૪ મું.

### શામળીઆનો સાચો સાથ.

શામળીઆ સાથ તમારો સાચો,
કાદવ ભર્યો સંસાર લાગે છે કાચો. શામળીઆ.
જોવામાં મુખડું નિત્ય હું જાચું,
દુઃખે નહિં પ્રભુ ભજતાં મારૂં ડાચું. શામળીઆ.
કૃપાસાગર કેમ મૂકો રે ધકેલી,
આપા વિના કોણ મારે છે બેલી. શામળીઆ.
ગોવરધન ગુણ તમારા ગાઉં,
મળતાં તમને હું શીદને શરમાઉં. શામળીઆ.

## પદ ૭૫ મું.

### એક પ્રભુનો આશરો.

હું તો માંગું છું આશરો તમારો રે,
આવો આવો અલબેલા સ્વામિ,
પ્રિતમ સંકટ પાર ઉતારો રે;
આવો આવો અલબેલા સ્વામિ.
ડુબ્યો ડુબ્યો દાવાનળ માંહી રે, આવો.
અતિ તાપ તપેછે ત્યાંહી રે. આવો.
વર્ષાવો શાન્તિ વરસાદ રે. આવો.
સરવે સાંભળશો મારો સાદ રે. આવો.
આપો આપોને અમૃત હાર રે, આવો.
વંદુ વંદુ હું વારંવાર રે. આવો.
પૂરણ પ્રીતિથી પાયે લાગું રે, આવો.
પ્રભુ આશિષ આપની માગું રે. આવો.
આપ વિના તે કોની છે ઓથ રે, આવો.
લોભ લાલચે બનીઓ લોથ રે. આવો.
માટે એક આપો આધાર રે, આવો.
ત્યારે સફળ થશે સંસાર રે. આવો.
સૂણી ગોવરધનનું ગાન રે, આવો.
પ્રભુ આપો પ્રીતિ રસ પાન રે. આવો.

---

## પદ ૭૬ મું.

## ચેતો ચેતો ચતુર રસ પ્રાણજીવન.

ચેતો ચેતો ચતુર રસ પ્રાણજીવન, પ્રાણજીવન તમને સોંપું તન મન.
ઈશ્વરજી આંગણીએ આવ્યા, કમાડ કોણ ઉઘાડે;
ગરીબ ગરબડ ગોથાં ખાઈને, બહાર જ બૂમો પાડે. ચેતો.
મળવાને માટે હું આવ્યો છું, છાની વાતો કરવા;
ભૂધર ભાવે ભેટવાને, ધ્યાન તમારૂં ધરવા. ચેતો.
દેવાધિઓ દેવ આવ્યો, સેવામાં સંચરવા;
માગી મુજને વસ્તુ આપો, નહિં તો દેજો મરવા. ચેતો.
અમૂલ્ય વસ્તુ હું માંગું છું, છેજ તમારી પાસે;
જરા વારમાં જો નહિં મળશે, ઝટપટ જીવડો જાશે. ચેતો.
માટે મારા વ્હાલા માનો, ઉઘાડો દરવાજો;
ક્યારનો હું ખોટી થાઉં છું, અંદર કયમ બિરાજો. ચેતો.
હવે તો હું બહુ અકળાઇ, બન્યો છું અધિરો;
તરસ્યા જનને ત્રિભુવન ત્રાતા, નિર્મળ પાણી નીરો. ચેતો.
વ્હાલાજી શું વાર લગાડો, પ્રિતમ શું પજવો છો;
ખેલાવો છો ખેલ કરીને, ચિતડું ચોરી લીધો છો. ચેતો.
પ્રિતમ મારા પ્રીત ધરીને, રાખો કાંઇક રીતિ;
નાવ સરીખા નાવલીઆ રે, નૌતમ પાળો નીતિ. ચેતો.
બાવલીઆજી કેમ રિસાયા, આજે મારી સાથે;
હેત ધરીને હાથ તમારો, ધરશો મારે માથે. ચેતો.
કાલસરવાસી ગોવરધનને, કહેવું હોય તે કહેશો;
દીનાનાથ દયાળ બનીને, દહાડી દર્શન દેજો. ચેતો.

### પદ ૭૭ મું.

### અજવાળું આપો ઉરમાં.

સાચારે સ્વામિ અજવાળું આપો ઉરમાં.
પરવરીઓ છું પાપ તિમરના પૂરમાં; સાચા રે.
ખરેખરો હૃદય કમલને ખીલાવો,
રસનારે ભોગી ભમરાને, કેમરે ભમાવો. સાચા રે.
બહુ પંથ સવળા તમેરે બતાવો,
વ્હાલા રે તમે અમૃત વૃષ્ટિ વરસાવો. સાચા રે.
પ્રકાશ આપી ઝેરી જંતુને નસાડો,
દેખાડોને રાત છતાં શુભ દહાડો;
શોભાવોને પ્રેમ વેલીનો વાડો. સાચા રે.
ભક્તિ રૂપી કેરીમાં સ્વાદ મીલાવો,
રસના રૂપી કોયલને ટઉકાવો. સાચા રે.
કપટ રૂપી સરદીનેજ સૂકાવો,
ગોવરધનને ગાન રૂડાં ગવડાવો. સાચા રે.

---

### પદ ૭૮ મું.

### સ્મરણ સાચું ન મૂકું.

હું નહિ જાવા દેઉ તમને, સાચા સ્વામિજી.
અડચણ અતિશે આવી પડે પણ, સ્મરણ સાચું ન મૂકું;
હાવાહડી બહુ દુઃખ પડે પણ, સત રસ્તો નવ ચૂકું.
માતપિતા સુજને વારે પણ, તારો સાથ ન છોડું;
ભૂધર તારી ભાક્તિ માટે, બંધન સરવે તોડું.

ટાઢ, તાપ, ઉંઘ, ભૂખ, તરસને, કદિએ નહિં ગણકારૂં;
રોગ ભોગ લાગે રૂદીઆમાં, તોપણ તેથી ન હારૂં.
માટે મારા નાથ તમે તો, અરજ સૂણોને મારી,
કાલસરવાસી કરગરી કહે છે; ગોવરધન ગિરધારી.

---

પદ ૭૯ મું.

જ્ઞાન રૂપી દીવો લઈને તારા દીલનું શોધન કર—એ રાગ.

દીવો લઇ તું દીલમાં શોધ રે, મિથ્યા અભિમાની અભિમાની,
સૂણી સાચા બાંધવનો બોધ રે, મિથ્યા અભિમાની અભિમાની.
પાંચ ચોર વસે તારી પાસે રે, મિથ્યા અભિમાની અભિમાની,
ખરેખરા તે લૂંટી ખાશે રે. મિથ્યા.

દેખી દેખીને ડામ તેને દેજે રે, મિથ્યા.
તારા રૂદીઆને સાચવી રહેજે રે. મિથ્યા.
ઝેરતણા તો જીવડા ભરાયા રે, મિથ્યા.
કરડી કરડી બગાડશે કાયા. મિથ્યા.
અતિ અજ્ઞાનનું અંધારૂ રે, મિથ્યા.
તેથી સૂઝે નહિં કાંઇ સારૂં રે. મિથ્યા.
અદેખાઇને ઝાડવાં ઉગ્યાં રે, મિથ્યા.
શાન્તિ ફૂલ કદી ન સુંઘ્યાં રે. મિથ્યા.
પાપ પડચંચ ઉડાવી દેજે રે, મિથ્યા.
સત્ય વસ્તુ તો પામજે સ્હેજે રે; મિથ્યા.
વદે વદે ગોવરધન વાણી રે, મિથ્યા.
લેજે મનમાં તું સાચી માની રે. મિથ્યા.

## પદ ૮૦ મું.

### બધું છાડીને પ્રભુપર પ્રીતિ રાખો.

નોકરી કઠણુ સિંધવાકી રે (૨) એ રાગ.

પ્રભુપર પ્રીત ધરો પ્રાણી રે. (૨)
શાણા થઇને સમજી લેજો મારગ સત જાણી,
સ્વામિ છે સઘળામાં સાચા રે. (૨)
બ્રહ્મા, વિષ્ણુ, શેષ, મહેશ્વર, જેને જઇ જાચ્યા;
પ્રભુ છે ત્રિભુવનના ત્રાતા રે. (૨)
અકળ કળાનો અવિનાશી એ, ગુણીઅલ જન ગાતા;
માટે ઓ મૂરખ તમે ચેતો રે. (૨)
વેદ શાસ્ત્રને જુઓ તપાસી, જુઠું નથી કહેતો;
તેહ વેણુ ધંધા ધૂળધાણી. (૨)
ખાસો ખેલ તજી શું સેવે, નરક તણી ખાણી;
ચેતીને ચાલો ચતુર ભાઇ રે. (૨)
લાલચમાં તમે કેમ લપટાયા, અતિશે લેવાઇ;
કશું કશું તે કામ નહિં આવે રે. (૨)
ઘુમાઘુમ તું મિથ્યા કરીને, મનને ગભરાવે;
તારૂં તે ધાર્યું નહિ થાશે. (૨)
હાથ ધરીને પામર પ્રાણી, આખર પસ્તાશે,
પલકમાં કાયા તારી પડશે રે. (૨)
જમડા તુજને જોર કરીને, સ્તંભ સાથ જડશે;
માટે તું સમજે તો સારૂં રે. (૨)

સૌ પ્રાણીપર પ્રેમ રાખજે, તો સૂધરે તારૂં;
ઝેર ને વેર તજી દેજે રે. (૨)
સદાકાળ નીતિ, ભક્તિનાં કૃત્યોમાં રહેજે,
ચિત્તને ચોખું તું કરજે રે. (૨)
કાલસરવાસી કહે ગોવરધન, દુરગુણથી ડરજે. (૨)

---

### પદ ૮૧ મું.

### દુઃખરૂપી દરિઆમાંથી બ્હાર કાઢો.

રાગ.–નોકરી કઠણ સિધરાકી.

ઇશ્વરજી અરજી ઉર ધારો રે. (૨)
દુઃખ સાગરમાં ડુબ્યો દયાળા તરત તમે તારો;
પાપનું પાણી અતિ પીધું રે. (૨)
શ્વાસરૂપી તો સ્મરણ સારૂં, તરત બંધ કીધું;
જીવને જંતુ કાયા કરડેરે. (૨)
મગર, માછલાં મકલાઇને મૂછોને મરડે;
બાપા હું તળીએ જઇ બેઠો રે. (૨)
પાર વિનાનો મેલજ મારા મુખમાં પેઠો;
કીચડમાં રહ્યો કેડ સૂધી રે. (૨)
બન્યો બાવરો બાપા મારી બગડી ગઈ બુદ્ધિ;
સદાચાર વસ્ત્રો સૌ સટકયાં રે. (૨)
દુરાચારનાં દેડકાં સૌ આવી અંગ ઉપર અટકયાં;
જરૂર તો જીવ મારો જાશેરે. (૨)
ગુરૂજ્ઞાનીઓ પ્રેમ ધરીને આવો મુજ પાસે;

જુક્તિથી કહાડો મને આરે રે. (૨)
વાર ન કરશો વાલા મારા હેડું બહુ હારે;
ફરી નહિ પડું સાગર માંહે. (૨)
ચેતીચેતીને ચતુર થઇને કામ કરૂં કાંએ;
અરે મારા ગુરૂજી જ્ઞાન આપો રે. (૨)
સંસાર રૂપી સાગરમાંનાં કષ્ટ સૌ કાપો;
રંકને કરવાને રાજી રે. (૨)
પંથ પાંસરો દેખાડો હું બન્યો બહુ પાજી;
અલબેલો પ્રભુ ઓળખાવો રે. (૨)
બાળક જાણી બાપલીઆને ગુરૂ બતલાવો;
ત્યારે તો શાન્તિ ઠીક થાશે રે. (૨)
કાલસરવાસી ગોવરધન તો ગુણ હરનીશ ગાશે.

---

### પદ ૮૨ મું.

### સુખદુખરૂપી સોકટાંબાજી રમી પ્રભુને વશ કરીએ.

રાગ—નોકરી કઠણ સિંધવાકી.

મિત્ર મારા સોગટડે રમીએ રે. (૨)
ખરેખરે હારજીતનાં સુખ દુઃખડાં ખમીએ;
જીતે તેને જુગજીવન જડશે રે. (૨)
હારનારના હૈડામાંહિ હોળી સદા બળશે;
માટે સૌ રમો મમ્મત રાખી. (૨)
સામાવાળો તે સોગટી મારે કેમ જાય સાંખી,
અરે મારે અવળા પડ્યા રે પાસા. (૨)

પાપ રાખીને પાસા નાંખું, તેથી જીત્યાતણા સાંસા.
દાવ હું ચૂકયો થયો દાસ રે. (૨)
પ્રભુ પ્રીતિ તે હારી ગયો, ને કંઇ નવ રહ્યું પાસ;
જીતાશે કેમ હવે વ્હાલા રે. (૨)
ઠીઠી, ઠીઠી, દાંત દેખાડું દુરબળ હું ઠાલા;
બેઉ જણ ફરી રમીએ બાજીરે. (૨)
રંગ રાખીને રસીઆજીને કરૂં તરત રાજી;
ખરેખર ખેલ ખાસો ખેલું રે. (૨)
મનમાં સમજી જોઈએ તેવા પાસા ઠીક મેલું;
ચતુરાઈ રાખું જરા ચિત્તમાં રે. (૨)
ત્યારપછી હું ભૂલો પડીને ભચકાઉં ભીતમાં.
સાથ જો સદ્ગુરૂને રાખું રે. (૨)
સદ્ગુરૂજીના બોધ થકી પાસા સવળા નાંખું;
જીત તો ઝટપટ થઈ જાશે રે. (૨)
ઠીક પ્રકારે ઠાકોરજી મારે વશ થાશે;
પ્રેમનું પાણી સરસ પાશે રે. (૨)
કાલસરવાસી ગોવરધનને ઠીક શાન્તિ થાશે.

---

### પદ ૮૩ મું.

### હૃદય રૂપી ક્ષેત્રને સાફ કરો કે જેથી તેમાં પ્રભુ પધારે.

રાગ–નોકરી કઠણ સિપાઈની.

ઇશ્વરજી આવો આંગણીએ રે. (૨)
સ્હાય કરો તો સ્વામિ મારૂં હૃદયક્ષેત્ર લણીએ;

અદેખાઇ ઇંડાજ ઉડાડી રે. (૨)
ઝટપટ જોર કરીને કાપું ઝેરતણી ઝાડી.
સાફ તે હૃદયક્ષેત્ર કરવું રે. (૨)
ભાવ ધરીને ગુરૂ જ્ઞાનનું, ખાતર બહુ ભરવું.
પ્રેમનું છાંટી ખૂબ પાણી રે. (૨)
વ્હાલા તણી તે વાચો તેમાં બ્રહ્મતણી વાણી;
શાંતિના ફૂલડાં બહુ ફાલે રે. (૨)
દુરજન રૂપી શત્રુ, કાતરા કપટ કરી સાલે;
સાચવી રાખું સંભાળી રે. (૨)
નીંદી, નીંદી, નકામાં ઝૈડાં, નાખું હું બાળી;
ફળો બહુ મોક્ષતણાં ફાલે રે. (૨)
કાલસરવાસી ગોવરધનનાં જન્મ મરણ ટાળે.

---

## પદ ૮૪.

**હે પ્રભુ હૃદયરૂપી ઘરમાં ધોળે દહાડે ધાડ પડી છે, તેને પાછી વાળી મારૂં રક્ષણ કરો.**

ઈશ્વર સુણો મારી અરજી રે. (૨)
પ્રેમ ભક્તિની મીલકત મોટી, સાચવજો મારી;
ધોળે દહાડે ધાડ પડી ઘરમાં રે. (૨)
સ્વામિ સાચા સ્હાય કરોને, સમજી અંતરમાં;
સ્નેહનું શસ્ત્ર લઇ હાથે રે. (૨)
ધૈર્ય તણી તે ઢાલ ભલેરી ધરજો ભુજ માથે;

પાપીને પુંછ ઝાલી પટકોરે. (૨)
દુર્જનીઆનો દૂર કરો, સૌ લટકો ને મટકો;
શત્રુઓ સર્વે સંહારો. (૨)
રક્ષણ કરશો રસીયા મારા; હેત નહિ હારો;
બાપજી તમે મારા બેલી રે. (૨)
તમ આધારે જીવું ત્રીકમ સર્વ વાત સ્હેલી;
સદાચાર ખડગ આપો સારૂં રે. (૨)
કાલસરવાસી ગોવરધન કહે, કહિએ નહિં હારૂં.

---

પદ ૮૫.

**પ્રભુ સ્તુતિ.**

રાગ-તીલાની લાવણી.

આવો આવો અવિનાશ, પ્રેમે રાખો મને પાસ;
દિન થઈ બહુ દાસ, કરૂણા કરજો. (૨)
આપો અમૃત અહાર, મારો સુધારો સંસાર;
ભાવે ભક્તિતણો ભાર, ભૂધર ભરશો. (૨)
સદા આપો સદાચાર, વ્હાલા વિમળ વિચાર;
મારા હૈયા કેરા હાર, હઠને હરશો. (૨)
ટાળો ત્રિવિધિના તાપ, પ્રલે કરજો મારાં પાપ;
બેલી થાજો મારા બાપ, ચિત્ત સંચરશો. (૨)
નમું નમું જગનાથ, હેતે ઝાલો મારો હાથ;
સારો તમારો સંગાથ, વ્હાલા વરશો. (૨)

ટાળી રૂદિયાનો રોષ, દૂર કરશો મારા દોષ;
આપો હિમ્મત ને હોંશ, સદા સંઘરશો. (૨)
ગોવરધન ગાવે ગાન, પામી પ્રીતિ રસ પાન;
ધરૂં ધરૂં પ્રભુ ધ્યાન, અર્જ ઉર ધરજો. (૨)

પદ ૮૬.

**પ્રભુ સ્તુતિ.**

રાગ–તીલાની લાવણી.

જે જે જગકરતાર, મારી અરજી ઉર ધાર;
તુને વિનવું વારંવાર, હેતે હરજી.
વ્હાલા હજારો છે વાંક, મારી મતી નહિં ટાંક;
કૃપા કરી દઇ કાંઇક, પૂરી કરજો મરજી.
દીનાનાથજી દયાળ, પાપ હરો પ્રતિપાળ;
કુડા માણસનો કાળ, સૃષ્ટિ સરજી.
જપું તુંને જગરાય, પ્રેમે લાગી લાગી પાય;
આપો શાન્તિને સહાય, વિઠ્ઠલ વરજી.
માવા કરો રૂડી મહેર, કરજો લીલા લ્હેર;
ઝાઝું તજાવીને ઝહેર, સૌ સારૂં કરજી.
સૂણો પ્રેમના પોકાર, કરૂં અરજ સ્વીકાર;
ટાળો વેદના અપાર, વિશ્વંભરજી.
ગોવરધન ગાવે ગાન, પામી પ્રીતિ રસ પાન;
ધરૂં ધરૂં તારૂં ધ્યાન, ધરણીધરજી.

---

## પદ ૮૭ મું.
## કપટી માણસને બોધ.

રાગ–તીલ્લાની લાવણી. ધન્ય ધન્ય, ભદ્રકાળી–એ રાહ.

કપટી જાય વહી કાળ, ચેતી ચેતી જરા ચાલ;
સારો વ્હોરી લેને માલ, પામર પ્રાણી.
પ્રભુ હુકમને પાળ, શીદ બગાડે છે તાલ;
તારી જીંદગી સંભાળ, જરૂર જાણી.
સારા નીતિ શણગાર, ધરી અંતર આ વાર;
પૂરો ધરી બહુ પ્યાર, સૂણી વેદ વાણી.
કરી કરી ઉપકાર, શોધી શોધી જોજે સાર;
સદા રહેજે રે તૈયાર, ઉલટ આણી.
તજી કામ અને ક્રોધ, વ્હાલાં સાથે રે વિરોધ;
સુણી સુણી સારો બોધ, જોજે સૌ નાણી.
તું તો ચટપટ ચેત, નહિંતો થાશે રે ફજેત;
જાણે રણમાંની રેત, અંતે હાની.
સાથે શ્રી હરિનું નામ, બીજું આવે નહિં કામ;
માટે હૈડે ધરી હામ, ગોવિંદ ગાની.
ગાવે ગાન ગોવરધન, અરપી તન મન ધન;
વેઠી સરવે રે વિઘન, ધર પ્રભુ બાની.

---

## પદ ૮૮ મું. પ્રભુ સ્તુતિ.

ધન્ય ધન્ય ભદ્રકાળી.–એ રાગ.

જે, જે દયાળુ ઓ દેવ, સદા કરૂં તારી સેવ;
તારો ભવ તતખેવ, કરૂણા કરજે.

બાપા થાજો મારા બેલી, શીદ મૂકો છો ધકેલી;
સૌ વાત કરજો સ્હેલી, સંકટ હરજો.
જય ત્રિભુવન તાત, બધા વિશ્વમાં વિખ્યાત;
રૂદે રહેજો દિન રાત, કહ્યું અનુસરજો.
શક્તિ દીસે છે અપાર, ભર્યો તેજનો ભંડાર;
શોભે સકળ અંસાર, વિશ્વ ભરજો.
તારી તે ગતિ મેં જોઇ, કળી શકે નહિં કોઇ;
કુડી મતિ નાંખી ધોઇ, સજ્જન કરજો.
ગોવરધન કરે ગાન, કરી પ્રીતિ રસપાન;
દયા તણું દેઇ દાન, સૌ સાંભળજો.

---

પદ ૮૯ મું.

**હે પ્રભુ! માયારૂપી વનમાં ભૂલો પડયો છું તેમાંથી મારૂં રક્ષણ કરો.**

વ્હાલા રે હું તો ટળવળું વનમાં, આજે આવીને ઉગારો રે.
ટાઢો મટીને તપતો હું તનમાં, પ્રભુ પ્રીતે પધારો રે.
કપટી કર્મના કાંટા રે વાગે, લોભ લાલચમાં લેવાયો રે.
મોહનુ માકડું મને વળગે છે, ભરમ મહિં ભરમાયો રે.
મદ મચ્છરના મારગ માંહિ, વાઘ, વરૂ અથડાયે રે;
દુર્ગુણ કેરૂં વાદળ દીઠું, શાંતિ સૂરજ ઢંકાયે રે.
ભુંડાઇના ભીલો ભાલા લઇને, ભટકે હર્ષ ધરીને રે;
ડોળા દેખાડે ને દાંત કચકડે, લૂંટાલૂંટ કરીને રે.
મદદ નહિં મારે સાચા ગુરૂની, છાકટાશ કોણ છોડાવે રે;
સ્હાય કરો પ્રભુ સ્વામિ રે સાચા, ગોવરધન ગુણ ગાવે રે.

---

## પદ ૯૦ મું.

## પ્રભુને કાલાવાલા.

ઇશ્વરજી સ્વામિ આશરો એક તમારો;
આવી આફતમાંથી ઉગારો રે. ઇશ્વરજી.
પ્રભુજી રે મારા કેમ તમે રે રિસાયા,
અભાગી ઉપર કેમ તમે અકળાયા. ઇશ્વરજી.
સ્વામિ રે તમે સુખતણા છો સાથી,
સાચા રે પ્રેમી સત્યતણા સંગાથી રે. ઇશ્વરજી.
ગયા કેમ રડવડતો મને મેલી,
બાપા તમે થઇને મારા બેલી. ઇશ્વરજી.
બાળક જાણી પકડોને મારી બાંય,
છબીલા આપો શાન્તિની શીતળ છાંય. ઇશ્વરજી.
દોષો રે સામું જરીએ તમે નહિં જોશો,
રૂદીયામાંથી ટાળોને સર્વે રોષો. ઇશ્વરજી.
વહાલાં થઇને જો કોઇ વેરી થાય,
જુગજીવન ત્યારે જગમાં કેમ રે જીવાય. ઇશ્વરજી.
માટે રે પ્રભુ અરજ સુણો રે મારી,
ગાઉંછું ગુણ ગોવરધન ગિરધારી. ઇશ્વરજી.

---

## પદ ૯૧ મું.

## પ્રાર્થના.

રાખું રૂદે કમળની માંહ્ય, બળવંત બાપલીયા.
છેલા આપોને શીતળ છાંય, ,,

વા'લા હેતે ઝાલોને હાથ. બળવંત બાપલીયા.
નૌતમ નાવલીઆ નાથ, ,,
સુણો પ્રેમતણા પોકાર, ,,
સ્વામિ સફળ કરો સંસાર. ,,
વાલા દેવ તણા છો દેવ, ,,
સ્વામિ સ્વીકારોને સેવ, ,,
આવો રડવડતો હું રાંક, ,,
વાલા માફ કરો સૌ વાંક. ,,
હું તો સમજ્યો નહિં કંઈ સાર, ,,
પ્રીતમ ઉગારો ભવપાર. ,,
પ્રેમે લાગીને તુજ પાય, ,,
દાસ ગોવરધન ગુણ ગાય. ,,

---

## પદ ૯૨ મું.

## વાલા રૂપી ફૂલવાડી.

મારા વા'લા રૂપી રે ફૂલી ફૂલવાડી,
દોડું દોડું જોવાને દા'ડી દા'ડી. મારા૦
ચાલું હું તો ચિત્તમાં ચેતી, પ્રેમ પુષ્પને ચુંટું;
શાન્તિ રૂપ સુગંધ કેરો, લાભ સવાયો લુંટું.
માયા કેરો મોગરો છે, દયાતણી દાડમડી;
કરૂણા કેરી છેજ કરેણી, હેવી નહિં કઇ દમડી.
જ્ઞાન તણા છો ગુલાબગોટો, ચતુરાની ચંબેલી;

હેતતણા હજારી ગોટા, મ્હેક પ્રભુએ મેલી.
જશવંતી છે જુઇ જાઇને, મઝા તણી છે મેંદી.
વા'લાજી ધીમેથી વીણું, નિંદ્રા ઐડાં નીંદી.
મનરૂપી મોરલડો આવી, બોલે મીઠા બોલ;
કાલસરવાસી ગોવરધન તો, કરતા નિત્ય કલ્લોલ.

---

પદ ૯૩ મું.

## દીવો લઇને દીલમાં શોધ.

ઉધ તને કેમ આવે.—એ રાગ.

દીવો લઇને દીલમાં શોધ રે, જખના મારનારા.
સૂણી સાચા બાંધવનો બોધ રે, ,,
પાંચ ચોર વસે તારી પાસે રે, ,,
ખરેખરા તે લુંટી ખાશે રે, ,,
દેખી દેખીને ડામ તને દેશે રે. ,,
તારા રૂદીયાને સાચવી રહેજે રે, ,,
ઝેર તણા તે જીવડા ભરાયા રે; ,,
કરડી કરડી બગાડે છે કાયા રે, ,,
અતિ અજ્ઞાનનું અંધારૂં રે, ,,
તેથી સૂઝે નહિં કાંઇ સારૂં રે, ,,
અદેખાઇનાં ઝાડવાં ઉગ્યાં રે, ,,
શાન્તિ ફૂલ કદિ નવ સુંઘ્યાં રે. ,,

# પ્રકરણ ૩ જું.

## પ્રભાત સંગ્રહ.

### પદ ૯૪ મું.

રાગ–પ્રભાત.

પ્રભાતના પહોરમાં, દીઠા ઠાકોરમાં.
આજ અલબેલડા, છટક નહિં છેલડા, છૂટીને જઇશ કયાં, નહિં જ છોડું;
દીન દયાળ સંભાળ લે શ્રી હરિ, દેખવા તુજને નિત્ય દોડું.
સદ્દગુરૂ સંગથી બોધ પામી સદા, તાપને પાપને કંઠી તોડું;
જામીઓ જશ બહુ તાહરો જગતમાં, જુગપતિ તુજને હાથ જોડું.
સચ્ચિદાનંદ દયાનંદના કંદ છો, વાંચ્છના રાખીને ચિત્ત ચોડું;
સ્થિરતા, વીરતા ને વળી ધીરતા, ઠીક આપો વળી જ્ઞાન થોડું.
વિનયતા વાપરી તુજને કરગરી, કૂત્યની માંટલી ફટ ફોડું;
દાસ ગોવરધને દીન થઇ માગીયું, આપ ગમતું મને ગુણ ઘોડું.

---

### પદ ૯૫ મું.

## પ્રભુ પ્રાર્થના.

રાગ–પ્રભાત.

રાંક જાણી મને શરણુ તું રાખજે, રોગ ને દોષ સૌ ટાળી રસીયા;
ઘેર ગોઠે નહિં ગાન ને તાન સૌ, ખેલ દેખાડીને કેમ ખસીયા.
ટેક ને નેક સૌ રાખતો તાહરો, તાપ ને પાપના માંય તસીયા;
ઝેરની જાળમાં હુંજ ઝપટાઇ ગયો, દુષ્ટતા, પુષ્ટતા કરી નાગ ડસીઆ.

જુગપતિ ઝાલજે હાથ હેતે કરી, જંખના તાહરી છેજ જસીઆ;
વાજ વિદારજો, અરજ ઉર ધારજો, વાલમા વેગળે કેમ વસીઆ.
રંગીલા રીસ નવ રાખશો મુજપરે, હેતવિના પ્રભુ કેમ હસીઆ;
ગાયું ગોવરધને ગાન ગુંજારથી, ભક્તની વ્હારમાં નિત્ય ધસીઆ.

---

### પદ ૯૬ મું.

## પ્રભુ પ્રાર્થના.

રાગ–પ્રભાત.

વળગું છું તુજને આજ વેગે કરી, ફૂલી વ્હાલા તારી ફૂલવાડી;
દેવના દેવ રે છો તમે દીનપતિ દર્શને આવું હું દોડી, દોડી.
જ્ઞાન ગુલાબ ગુલજાર કરતા ખરા, ઝેરની ઝાઝી નહિં દીઠ ઝાડી;
શાન્તિનો સ્વાદ સુગંધીને છોડીને, તરત રે કેમ હું પીઉં તાડી.
આજ મહારાજને આવું મળવા વળી, મોકલે મેહેરથી મરી માડી;
સચ્ચિદાનંદ સુતા મહિં સાથરે, ચતુર ગુરૂએ મને કીધી ચાડી.
બાપજી આપ સુવાસને આપશો, બાજીને નહિંજ નાંખો બગાડી;
ગાયું ગોવરધને ગાન ગુંજારથી, લાલજી તુજને નિત્ય લાડી.

---

### પદ ૯૭ મું.

## પ્રભુ પ્રાર્થના.

રાગ–પ્રભાત.

હે પ્રભુ ! હે પ્રભુ ! હેત હૈડે ધરી, અરજ તે માહરી ઉરમાં ધરશો;
મોહ પામ્યો હું તો તાહરી શક્તિમાં, વ્હાલ ધારી મને આજ વરજો.
કાય મારી કરૂણા કરી રે ખરી, ભક્તિમાં ભીડવ. કુશળ કરજો;

હે હરિ! હે હરિ! હામ આપી મને, સર્વ તે સંકટો, સદ્ય હરજો;
ભૂધરા ભાવથી ભેટવા આવીઓ, ભીતિને ટાળીને ધૈર્ય ભરજો.
ખાવું, પીવું નથી ગોઠતું તમવિના, ગોઠતું નહિ વળી મારૂં ઘરજો;
ગાવું ગોવરધનને ગાન ગુંજારથી, મેઘજી આવીને મન ગરજો.

---

પદ ૯૮ મું.

**પ્રભુ પ્રાર્થના.**

રાગ પ્રભાત.

આજ પર બ્રહ્મ તું ભરમને ટાળજે, ભાળજે ભાવથી ભૂધરા રે;
તુજ કૃપા હોય તો ટેક મારો રહે, સફળ સૌ કાર્ય થાય ત્યારે.
રંગીલા આજ તું કેમ રિસાય છે, જરૂર તારી જશે ઓથ જ્યારે;
હાથ ઘસવા પડે, શરીર મારૂં સડે, મનમાં મુંઝવણુ થાય મારે.
માટે ઓ ઇશ્વરા, જોને જગદીશ્વરા, કાનમાં અરજ ધરશોજ ક્યારે;
વાર બહુ થઇ વળી, ભાવે ભેટું મળી, તુજવિના વેદના કોણુ વારે.
ડુબીઓ દુઃખ દરિયા વિષે હું વળી, તમ વિના કોણુ તે આવી તારે;
ગાયું ગોવરધને ગાન ગુંજારથી, સત્યમાં સત્ય સાચા સગા રે.
આજ પરભાતમાં તુજને સમરીએ, જે થકી ઠીક તે શાન્તિ થાશે.

---

પદ ૯૯ મું.

**પ્રભુ પ્રાર્થના.**

રાગ-પ્રભાત.

ઝેર ને વેરનાં ઝાડ જે જે હશે, તેજ જડમૂળથી દૂર જાશે.
નામ હું તાહરૂં જામ આઠે લઉં, દુષ્ટ ને નીચતા દૂર નાસે;
ધાડ આવે વળી ધૃષ્ટતા રે તણી, વાલમો તે સમે વ્હારે ધાશે.

તરસમાં ટળવળું તરત તે જોઇને, પ્રેમીલો પ્રેમનું પાણી પાશે;
સચ્ચિદાનંદ તો સાચવી મુજને, ચિત્તમાં માહરૂં સારૂં ચ્હાશે.
આજ અપરાધ સૌ માફ કરશે અને, પૂરશે પ્રેમથી સર્વ આશે;
ગાયું ગોવરધને ગાન ગુંજારથી, વળી હજુ ગુણ હમેશ ગાશે.

---

## પદ ૧૦૦ મું.

## પ્રભુ પ્રાર્થના.

રાગ-પ્રભાત.

વિનવું તુજને આજ વેગે કરી, વ્હાલ હું માગું છું તારૂં વ્હાલા;
દોઢડાહ્યો થઇ શું જ સમજાવું હું, નહિજ તમેજ તો નાના કાલા.
સચીદાનંદ આનંદ સ્વરૂપ તે, મુજને મૂકીને કેમ ચાલ્યા;
લાભ લેવા તણું કામ છે માહરે, લક્ષમાં રાખશો અરજ લાલા.
બ્રહ્મ વિના મને કોણ સંભાળશે, સિદ્ધતા સ્થાપિને ચરણ ઝાલ્યા;
તે છતાં કેમ રે આપ ત્રિભુવનપતિ, ઠાઠ દેખાડતા આજ ઠાલા.
હે પ્રભુ! હે પ્રભુ! હેત હૈડે ધરી, આવજો આંગણે આપ હાલ્યા;
ગાયું ગોવરધને ગાન ગુંજારથી, જ્ઞાનથી બાંધીને મેં જે ઝાલ્યા.

---

## પદ ૧૦૧ મું.

## પ્રભુ પ્રાર્થના.

રાગ-પ્રભાત.

આવજો આંગણે આજ અલબેલડા, ઢોલીઓ આપની માટ ઢાળું;
જ્ઞાનનાં ગાદલાં સરસ તે ગોઠવી, શાન્તિ બિછાનું નાંખું સુંવાળું.
બેસજો માહરા બાપજી આજ તે, પાપનો પૂંજ સઘળોજ બાળું;

ભાવથી ભેટવા માહરી આશ છે, ભાગ્ય જો હોય તો નિત્ય ભાળું.
ચાહના કેરી ઉકાળી રહ્યા આ સમે, પ્રેમથી પી જુઓ એક પ્યાલું;
આત્મા સર્વ તો હું જ અર્પણ કરૂં, તુજને તે વિના શું જ આલું.
વિશ્વના ઇશ જ દીરા આશથી, જ્ઞાનને ભક્તિમાં દિન ગાળું;
ગાયું ગોવરધને ગાન ગુંજારથી, વ્હાલથી આજ વિશ્વાસ વાળું.

---

### પદ ૧૦૨ મું.

### પ્રભુ પ્રાર્થના.

રાગ—પ્રભાત.

સ્હાય જો થાય રે આજ સૃષ્ટિપતિ, મોંઘી વસ્તુ સૌ સોંઘી થાશે;
તાપ તે તનના જાય સઘળા વળી, સરસ સુગંધીનો વાયુ વાશે.
લાભ મળતાં સદા લક્ષમાં ધારીઆ, લાગેલી શાન્તિ તો થાય લાશે;
શત્રુ તે તો સૌ મિત્ર થઇ આવશે, અંગની આપદા ઓલવાશે.
અવળું કરતાં વળી સવળું તે તો થશે, દુષ્ટ દુકાળનું દુઃખ જાશે;
દુષ્ટ લોકો સૌ દૂર તે નાસશે, ધર્મી તો માહરે સંગ ધાશે.
એવી કરૂણા પ્રભુ તારી જો થાય તો, તે થકી સર્વ સારૂં જ થાશે;
ગાયું ગોવરધને ગાન ગુંજારથી, પ્રેમે રાખો મને આપ પાસે.

---

### પદ ૧૦૩ મું.

### પ્રભુ પ્રાર્થના.

રાગ—પ્રભાત.

ઓ અલ્યા દુષ્ટ રે પુષ્ટ થઈ શું ફરે, ગુણ ઇશ્વર તણા નિત્ય ગાને;
આજ જુગદીશને જગતના લોકને, પ્રેમથી પ્રેમનું પ્યાલું પાને.

સચ્ચિદાનંદ સ્વરૂપનું ધ્યાન તે, ચેતીને ચતુર થઇ ચિત્ત લ્હાને;
પ્રીત પરમાર્થમાં પ્રેમથી રાખજે, સ્વાર્થમાં તુંજ લપટાઉ શાને.
ભરમણા ટાળીને ભાઇરે તું વળી, ઓળખી વળગશે આત્મજ્ઞાને;
સર્વ ઉદ્યોગમાં રાચ નિષ્કામથી, જીવતાં મુક્ત તું થઇજ જાને.
માહરા મનમાં જે ગમ્યું મુજને, માનવું હોય તો તુંજ માને;
ગાયું ગોવરધને ગાન ગુંજારથી, ચિત્તમાં સર્વનું સારૂં લ્હાને.

---

## પ્રભાત પ્રકાર ભાગ ૨ જો.

### પદ ૧૦૪ મું.

રાગ—પ્રભાત.

અનહદની રે વાંસલડી રે વાગી વાગી, ઉર મંદીરમાં રે; અનહદ.
ખાવું રે પીવું ગાવું ન સૂઝે, ગોઠે નહિં નિજ ઘરમાં રે. અનહદ.
સુણવારે સામળીઆ શું આવું, બનીઓ છું બેશરમો રે; અનહદ.
વાંસલડીનો છે સૂર સારો, આનંદ વ્યાપ્યો ઉરમાં રે. અનહદ.
ભ્રમણા સર્વે ભાગી જઇને, શીખું સારા ઘરમાં રે; અનહદ.
ઉત્તમ મારો આત્મા બનશે, નહિં રે ખપું નિત્ય ખરમાં રે. અનહદ.
પર પુરૂષની સામું ન જોઉં, વ્હાલ વધ્યું છે વરમાં રે; અનહદ.
ગાન સદા ગોવરધન ગાવે, ચિત્ત છે સચરાચરમાં રે. અનહદ.

---

### પદ ૧૦૫ મું.

રાગ—પ્રભાત.

આવોને અલબેલા સ્વામિ, અરજ સૂણીને આવો રે. આવો.
વાટ જોઉં છું તારી રે વા'લા, મારૂં મન પતાવો રે. આવો.

આકુળવ્યાકુળ અંગ થયો હું, મૂકી ગયા મને વ્હાલો રે; આવો.
શાન્તિ રે રૂપી વૃષ્ટિ રે સારી, વાલમજી વરસાવો રે. આવો.
ભ્રમણામાં હું તો ભરમાયો, સાચો ભેદ બતાવો રે; આવો.
સ્વામિ રે સાચા જાચું તમને, પ્રીતિ રસ મને પાવો રે. આવો.
દેવા તણા રે દેવાધિ દેવા, અમૃત અહાર કરાવો રે; આવો.
ગાન સદા ગોવરધન ગાવે, સત્ય સદા સમજાવો રે. આવો.

---

## પદ ૧૦૬ મું.

રાગ—પ્રભાત.

સુખના રે સાગર, સ્વામિ છો મારા, તમ દેવાધિ દેવા રે;
જગમાં રે ઢુંઢું હું તો રે ઝાઝું, જોયા નહિં તુજ જેવા રે.
બ્રહ્માનંદ તો મુજને ભાવે, જાણે મીઠા મેવા રે;
ભોગી રે ભમરો ભમતો રે આવે, ભક્તિનો રસ લેવા રે.
અવિનાશી છો અખીલ જગતના અકળ કળામાં એવા રે;
તાપ ત્રિવિધી સરવે ટાળો, કરગરી આવ્યો કહેવા રે.
રસીયાજી રસ આપોને મુજને, રૂદીયામાં રંગ રહેવા રે;
ગાન સદા ગોવરધન ગાવે, સદા કરૂં હું સેવા રે.

---

## પદ ૧૦૭ મું.

રાગ—પ્રભાત.

બાપલીયા મારી બાંહ્ય ગ્રહોને, આવ્યો બારણીયામાં રે.
ત્રિભુવન ત્રાતા સુખના રે શાતા, નૌતમ લેઉં નામો રે;
સામળીઓ છોડી શીદ બીજું લઉં, સીરો મૂકીને સામો રે.

કરૂણાળુ પ્રભુ કરૂણા કરો તો, કરૂં હું ઉત્તમ કામો રે;
ધરણીધર તો આ ધરતીમાં, ધર્મ તણો છે ધામો રે.
સ્થિરતા રે બુદ્ધિ આપીને ઠારો, ઠીક કરી સૌ ઠામો રે;
તાપ તપેલાને તમે તારો, વ્હાલા હોઇ વિસામો રે.
ગાન સદા ગોવરધન ગાવે, ઝટપટ રાખો મજામાં રે.

---

## પદ ૧૦૮ મું.

રાગ—પ્રભાત.

પામર પર ઉપકાર કરીને, પ્રીતમ મુજને પાળો રે;
સુખના રે સાગર શરણે રે પડીયો, સ્નેહ ધરી સંભાળો રે. પામર.
ત્રિભુવન ત્રાતા પૂર્ણ પ્રખ્યાતા, તાપ ત્રિવિધી ટાળો રે;
ભૂધરજી હું તમને રે ભેટું, ભાવ નજરથી ભાળો રે. પામર.
કુસંગમાં તો હું જ કુટાયો, વાલમ પાછો વાળો રે;
બૂરૂં રે કરવાની જે બુદ્ધિ, બાપલીયા મારી બાળો રે. પામર.
જ્ઞાન તણો ગુંજારવ આપી, અનહદમાં ઉછાળો રે;
ગાન સદા ગોવરધન ગાવે, ઉત્તમ આંબાગાળો રે. પામર.

---

## પદ ૧૦૯ મું.

રાગ—પ્રભાત.

ધીક ધીક ઓ ઢોંગી ધુતારા, ખેલ કરે કેમ ખોટો રે;
માયામાં મથીયો શા માટે, તેમાં તો આવશે તોટો રે. ધીક.
ઝેર વેર તું જગમાં વધારે, છું ઐડાંનો જોટો રે;
દોઢ ડાહ્યો થઇને દુનીયામાં, આમ તેમ કહાડે દોટયો રે. ધીક.

મોટો હતો પણ મદથી બનીયો, છેક તું તો બહુ છોટો રે;
કાચનો કુપો કાયા રે તારી, પાણીનો પરપોટો રે. ધીક.
સાધુજનની સંગત રાખી, મારગ ધરજે મોટો રે;
ગાન સદા ગોવરધન ગાને, સુંધને જ્ઞાનનો ગોટો રે. ધીક.

---

**પદ ૧૧૦ મું.**

**આરતી.**

જયદેવ, જયદેવ, જય જય જગત્રાતા;
વિંદુ વિશ્વ વિધાતા, જય જય પિતુ માતા. જય દેવ.
જગ કરતા સુખ ભરતા, હરતા સૌ તાપો;
મંગળ કાર્ય કરીને, અભિ વાંચ્છિત આપો. જય દેવ.
કરૂણા કરૂણાનીધિ, છો સિદ્ધિદાતા;
વિશ્વ વિષે વિખ્યાત, જય જય સુખશાતા. જય દેવ.
જશવંતા જગદેવ, જુગજીવન સ્વામિ;
નમન કરૂં નટવરજી, નૌતમ છો નામી. જય દેવ.
ભૂચર, ખગચર, જળચર, સર્વતણા કરતા;
તૃષ્ણા સૌની ટાળી, ભૂવનેશ્વર ભરતા. જય દેવ.
અકળ કળા તારી છે, કળી ન શકે કોઈ;
અદ્‌ભુત આનંદ પામે, જુક્તિ બહુ જોઇ. જય દેવ.
ગહનગતિ તારી છે અતિ, મતિ નહિં પહોંચે;
પાર ન પામ્યા ઋષિયો, અંતરમાં શોચે. જય દેવ.
એવા છો આદીશ્વર, ત્રિભુવનને તારે;
બ્રહ્મા, વિષ્ણુ, શીવજી, સરવે સંભારે. જય દેવ.

દેવતણા છો દેવ, અખીલ જગત વ્યાપિ;
અજરામર અવિકારી, પૂરણ પરતાપી. જય દેવ,
સૃષ્ટિમાં શક્તિ તો, પૂરણ પ્રકાશે;
નૌતમ નામ સમરતાં, સૌ પાયશ્ચિત જાશે. જય દેવ.
અચળ અને સર્વજ્ઞ, ત્રિભુવનનો ત્રાતા;
દાતા, ધાતા, દેવા, ગુણીજન સૌ ગાતા. જય દેવ.
વાદ વડે ખી શાસ્ત્ર, ધૂરંધર ધરમો;
મુનીઓને મહાત્મા પણ, સરજે નહિ મરમો. જય દેવ.
એવા છો અવિનાશી, ઉત્તમ આકાશી;
જાણું જ્યોતિરૂપ, અકળિત ઉલ્લાસી. જય દેવ.
ઉંચા કે નીચા છો, નાના કે મોટા;
કેવું આપ સ્વરૂપ; છો કોના જોટા. જય દેવ.
મુજને તો માલુમ નથી, અલ્પ મતિ મારી;
ઓળખવિણ જે અરપું, લેજો સ્વીકારી. જય દેવ.
દર્શનની પ્રસન્નતા, પણ કયાંથી પામું;
નાક લીટી તાણીને, જોઉં તુજ સામું. જય દેવ.
તું તો પૂર્ણ પવિત્ર, હિત સૌનું કરતા;
આવ્યો છું અપરાધી, ચરણો થરથરતા. જય દેવ.
નહિં જાણ્યો મેં ધર્મ, કર્મ કુડાં કીધાં;
દુનિયાના દીનજનને, દુઃખડાં બહુ દીધાં. જય દેવ.
વ્યભિચારી અવિચારી, ઝાઝો જુગારી;
અવળા સૌ મારગમાં, જન્મ ગયો હારી. જય દેવ.

ફોગટ ભૂતળ ભમીયો, શરમ નહિં આવી;
બહુ બૂરા લોકોએ, બુદ્ધિ બતલાવી. જય દેવ.
અથડાયો, કુટાયો; અસારમાં નિત્યે;
કુ ધંધા દોલતમાં, પ્રપંચમાં પ્રિત્યે. જય દેવ.
કપટી કાળાં કરમે, પૂર્ણ થયા પાપી;
માતપિતા સદ્ગુરૂની, આજ્ઞા ઉથાપી. જય દેવ.
હવે વલે શી મારી, પૂરણ પસ્તાઉં;
શું મૂખ લઇ તુજ પાસે, આ વખતે આવું. જય દેવ.
એવો હું અપરાધી, આવ્યો તુજ ચરણે;
કૃપા કરી કરૂણાળુ, રાખોને શરણે. જય દેવ.
મુજ અપરાધો સામું, જરીએ નવ જોશો;
બાળક જાણી મારાં, સૌ આંસુ લોશો. જય દેવ.
પાપો કરજો માફ, સાફ થઇ માગું;
પ્રીતે પૂર્ણ આનંદ, હું પાયે લાગું. જય દેવ.
ગોવરધનનું જ્ઞાન કાને સૌ ધરશો;
શાન્તિ સઘળે આપી, સંકટ સૌ હરશો. જય દેવ.



# પ્રકરણ ૪ થું.

## ગાયન સંગ્રહ.

### પદ ૧૧૧ મું.

રાગ—બનઝારો.

પ્રભુ ગહન ગતિ છે તારી, અમે વંદીએ વારંવારી;
લેજો અરજી ઉરમાં ધારી, આજ વાજ ને દાઝ વિદારી. પ્રભુ.
પ્રભુ હુંતો છું પાપી પૂરો, નહિં અધર્મ માંહિ અધૂરો;
સત્ય કારજમાં નથી શૂરોરે, મન આણો ન કરણી મારી. પ્રભુ.
તમે જગકરતા સુખ ભરતા, અને સૌનાં સંકટ હરતા;
સૌ જનપર કરૂણા તારી, પ્રભુ લેજો મને ઉગારી. પ્રભુ.
અતિ હું તો છું અજ્ઞાન, નહિં ભજન કર્યાનું ભાન;
હું તો મિથ્યા માગુંછું માન રે, પ્રભુ ટાંક મતિ નહિં મારી. પ્રભુ.
હું દેવાળામાં ડુલ્યો, ભક્તિ કરવાનું ભૂલ્યો;
ફાંફાં માર્યામાં ફોગટ ફૂલ્યો રે, પણ હવે બની લાચારી. પ્રભુ.
તમે મોટા છો માબાપ, માટે ટાળો સૌ પરિતાપ;
પ્રલે કરજોને સૌ પાપ રે, ગાય ગોવરધન ગિરધારી. પ્રભુ.

---

### પદ ૧૧૨ મું.

રાગ—ઉપર પ્રમાણે.

સુણ સુણ રે પાપી પ્રાણી, લેજે જુગજીવનને જાણી.
બહુ ઉરમાં ઉલટ આણી, વદજે ભક્તિમાં વેદની વાણી. સૂણ.
જરી ઇશ્વરનો ડર રાખી, દુષ્ટ કૃત્યો દૂર નાંખી;
ભલી ભક્તિ ભાવે ભાખી રે, કર જગતમાં કંઇક એંધાણી. સૂણ.

તુજ સાથે કાંઈ નહિ આવે, નહિ જમનો માર મૂકાવે;
જર હોય ત્યાં સૂધી જશ ગાવે રે, સૌ દુનિયા દૂર થવાની. સૂણ.
પગમાંહી સોનાના તોડા, ઘેર હોયે ગાડી ઘોડા;
લક્ષ્મી વધારે લાખ કરોડો રે, આંખ મીંચાતાં સૌ ધૂળધાણી. સૂણ.
કાયા કેરૂં બંધારણ કાચું, કયમ નિર્લજ થઈને નાચું;
શ્રી હરિનું નામ છે સાચું રે, તોપણ કેમ બન્યો અભિમાની. સૂણ.
હુકમ ધરજે હરિનો માથે, કર સુકૃત તારે હાથે;
આવે પરમારથ તુજ સાથે રે, વદે વદે ગોવરધન વાણી. સૂણ.

---

### પદ ૧૧૩ મું.

રાગ—ગીરધારીનો.

ઓ ઈશ્વર રે આજ શરણ તુજ આવું, નટવરજી શીશ નમાવું;
ગોવિંદજી રે ગુણ તમારા ગાઉં, નીતિના જળમાં ન્હાવું. નટવરજી.
જયજયરે હો જગત્રાતા રે, છો વિશ્વ વિષે વિખ્યાતા રે;
સર્વેશ્વર છો સુખ શાતા રે, તમ દર્શન રે મળતાં પ્રસન્ન થાવું. નટવરજી.
પ્રભુ દીસે રે ગહન ગતિ તો તારી, છે અલ્પમતિ અતિ મારી;
આદીશ્વર રે આજે લ્યો ઉગારી, મારા શીશ ઉપર કર ધારી. નટવરજી.
છે અકળ કળા પ્રભુ તારી રે, કોઈ કળી ન શકે નરનારી રે;
તેમાં મતિ ન પહોંચે મારી રે, ભ્રમણામાં રે હુંજ સદા ભરમાવું. નટવરજી
જેવો તેવો રે બન્યો દાસ તમારો, ભવસાગરમાંથી તારો;
જપું જીભે રે હરનિશ જાપ તમારો, પાળું નીતિના આચારો. નટવરજી.
એવી મતિઓ પ્રભુ આપો રે, સૌ સંકટ મારાં કાપો રે;
તમે માફ કરો સૌ પાપો રે, ગોવરધન હું ગુણ તમારા ગાવું. નટવરજી.

---

## પદ ૧૧૪ મું.

રાગ—ઉપર પ્રમાણે.

ધર્મ રાજાએ કાઢયું પુસ્તક પાનું, નવ જડીઉં પાપ વિનાનું;
પૂછતાં રે તેં તો કદી નવ માન્યું, કયમ રહે રે તે તો છાનું. નવજડીઉં.
ભોગી ભમરારે ભૂલો તું કેમ પડીયો, મિથ્યા જગમાં આથડીયો;
જગદિશનો માર નવ જડીઓ, અંતે ડુસકાં ભરીને રડીયો. નવજડીઉં.
ગુંજારવ રે ફોગટ ગણુગણુ કરતો, આમ તેમ મિથ્યા ફરતો;
ઇશ્વરની રે વાણી નવ ઉચરતો, બહુ મિથ્યા બકબક કરતો. નવજડીઉં
તારી અંતે શી વલે થાશે રે, જ્યારે જમનાં ખાસડાં ખાશે રે;
પીડા પામીને તું પસ્તાશે રે, જે વખત રે કરમાં ઘાલી કડીયો. ભમરા.
મારે ધોલો અને લપડાકોરે, ત્યાં કોણુ છોડાવે કાકો રે;
દોષ કાઢે છે માત પિતાકો રે, પણુ પોતે રે પામર જનને નડીયો. ભમરા.
પ્રભુ છોડો રે આજ મને ઉગારો, મારી અરજી ઉરમાં ધારો;
કોઇ દિવસ રે ન કરૂં દુષ્ટાચારો, જપું નિત્યે જાપ તમારો. ભમરા.
એમ પોકારે છે પાપી રે, સારી અંતે કબુલત આપી રે;
ત્યારે નાંખ્યાં રે બંધન કાપી રે, તે ભૂલી રે કયાં ચગડોળે ચઢીયો.ભમરા.
માટે હમણાં રે ચેતીને સૌ ચાલો, ગરીબનાં ઘર શીદ ઘાલો;
બહુ મિથ્યા રે મમતમાં શીદ મ્હાલો, શું ઠાઠ રચ્યો છે ઠાલો. ભમરા.
વદો ગોવરધનની વાણી રે, જરી મનમાં તે સાચી માની રે;
થજો ભક્ત અને ગુણુ જ્ઞાની રે, રૂદે હરી હીરાને જડીયો. ભમરા.

---

## પદ ૧૧૫ મું.

તું કામણ કરી કયાં જાય નંદલાલ લેહરી.–એ રાગ.

જય પ્રિતમ તમને પ્રેમ થકી પોકારી,
જય વિશ્વાધિશા વંદું વારંવારી;
મનડામાં ધરજો મોહન અરજી મારી,
પ્રભુ આફતમાંથી લેજોને ઉગારી.
મને શરણે રાખો રાંક તમારો જાણી,
હું પૂરેપૂરો પાપી પામર પ્રાણી;
હું નહિ કદાપિ બનીઓ સદ્‌આચારી,
જય વિશ્વાધિશા વંદું વારંવારી.
મારા અગણિત દોષો નહિ રે મનમાં ધારો
ક્રુર હૃદય ધરીને કીધા બહુ કુવિચારો;
તે માફ કરો સા મહેર અતિશે ધારી,
જય વિશ્વાધિશા વંદું વારંવારી.
તમે પુજ્ય પિતા છો કૃપા તણા કરનારા,
મારા તાપ પાપ ને શોક સૌ હરનારા;
આ અવસર મુજને આપો આનંદકારી,
જય વિશ્વવિધાતા વંદુ વારંવારી.
હું રાંક મતિ છે ટાંક વાંક હજારો,
ઉગરવાનો તો એક દિસે નહિં આરો;
હું તો હૈયામાંથી ગયો અતિશે હારી,
જય વિશ્વ વિધાતા વંદુ વારંવારી.

માટે મારા ઓ પ્રભુ શરણુ મને રાખો,
આ સફળ કરો મારો જન્મારો આખો;
બાળક જાણીને પ્રભુ બાંહ્ય ગ્રહો પ્રભુ મારી,
જય વિશ્વ વિધાતા વંદું વારંવારી.

---

### પદ ૧૧૬ મું.

રાગ–મનસ્વી.

કરૂણા કર રે, કરૂણા કર રે, ઓ ઇશ્વર રે કરૂણા કર રે;
અજ્ઞાની પાપી હું પુરો, તુચ્છ ઘણો જેમકે કરે. કરૂણા.
શું મુખ લઇ આવું તુજ પાસે, ચરણ ધ્રુજે છે થરથર રે;
બાળક જાણી બાંય ગ્રહો પ્રભુ, અરજ સૂણો અવનીધર રે. કરૂણા.
પામર પ્રાણી જાણી મને પ્રભુજી, ઝટપટ કર ધર શીરપર રે;
વાજ વિદારો વિઘ્ન વિદારો, વ્હાલ ધરી વિશ્વંભર રે. કરૂણા.
ગુણ અગણિત રે નિત્ય હું ગાઉં, દાસ ગોવરધન ગિરધર રે. કરૂણા.

---

### પદ ૧૧૭ મું.

તું કામણ કરી ક્યાં જાય નંદલાલ લ્હેરી,
તેરી બંસી ડંસી સરપન જાની ઝેરી.—એ રાગ.

ઓ નફટ નકટા કેમ કરી નાહારી,
આ અવનીમાં તું બન્યો ઘણો અવિચારી.
આ ભક્તિરૂપી ભોજન મળીયું ઝાઝું,
આ તે મૂકી વિષ્ટા લેતાં નવ લાજ્યું;
આ બહુ નહારાં કરમે જઇ શું બાજ્યું,

તું ગર્વ ધરીને ગરીબ જનપર ગાજ્યું.
તારી જીંદગી બાજી કેમ ગયો તું હારી,
ઓ નફ્ટ નકટા કેમ કરી નાદારી;
તું આડા અવળી નિત્ય કાંટામાં પડતો,
ભલી ભક્તિ માર્ગ જરી કદી નવ જડતો.
અડબંગ થઇને અવનીમાં આથડતો,
તું નિર્બળ જનના તન મનડાને નડતો;
તું જુઠો થઇને બન્યો છું જુગારી,
ઓ નફ્ટ નકટા કેમ કરી નાદારી.
તેં પોતાનું પંડજ પોષ્યું પામર પ્રાણી,
આ જગના જનની પીડ જરા નવ જાણી;
કરી કપટ ઝપટને દોલત ઘરમાં આણી,
પણ આખર વેળા થઇ કુલડી કાણી.
તે માટે ચેતો ચટપટ નર ને નારી,
ઓ નફ્ટ નકટા કેમ કરી નાદારી;
ભગવત તણું તું ભજન કરી લે ભાઇ,
આ સદાચાર સુવિચાર ધરી સાદાઇ.
તું સૌ પર પ્રીતિ ધરજે રે સુખદાઈ,
જીવ જાવા દે પણ બનજે નહિ અન્યાઈ;
ઓ ગોવરધન તું જપજે ગિરીવરધારી,
ઓ નફ્ટ નકટા કેમ કરી નાદારી.

---

## પદ ૧૧૮ મું.

વિસરૂં નહિં પ્રભુ નામ, કદી હું વિસરૂં નહિં પ્રભુ નામ.–એ રાગ.

ઇશ્વરનો આધાર, મૂને એક ઇશ્વરનો આધાર;
મિથ્યા સૌ સંસાર, મૂને એક ઇશ્વરનો આધાર.
સ્વાર્થીઆં સૌ ટોળે મળશે, સ્વારથ હોય હજાર;
ગરજ મટી કે વૈદજ વેરી, સામું ન જુવે લગાર. મૂને.
શ્રીમંત શેઠીઆ હોય જગતમાં, પણ જો હોય ગમાર;
નીતિ ભક્તિ કદી મળે નહિં, સૌ સેવે સરદાર. મૂને.
જ્ઞાની ધ્યાની હોય ગરીબ જન, પાળે સદ્‌આચાર;
કહ્યું તેહનું કાન ન ધારે, ધપ્પા મારે ચાર. મૂને.
અવળી દુનીયાં અવળું બોલે, કરે નહિં સુવિચાર;
ખાય ખાસડાં પેટ ભરીને, જાતાં જમને દ્વાર. મૂને.
માટે એ ઇશ્વર અલબેલા, અરજી ઉરમાં ધાર;
ગોવરધન તું ગાન સુણી લે, પ્રેમ તણા પોકાર. મૂને.

---

## પદ ૧૧૯ મું.

જગતમાં જન્મીને શું કીધું, નારાયણ નામ કદિ નવ લીધું. જગત.
નહિ નહિ સમજ્યો સાર અસાર; એળે એળે ખોયો બધો અવતાર.
ગર્વ રે રાખી બનીયો કેમ ગમાર, કપટથી તું ચલવે કાર વ્યવહાર.
પ્રભુ રસ પાન જરા નવ પીધું, જગતમાં જન્મીને શું કીધું.
ખાધું પીધું મોજ ઘણેરી મારી, કીધાં કીધાં ચોરી જુગારી ને જારી;
નિર્લજની ચાલ ઘણી રે નઠારી, જગતમાં જન્મીને શું કીધું.
મોહ્યો મોહ્યો કામની સાથે મોહ્યો, જરીજરી સત્ય મારગ નવ જોયો;

હાર્યો બાજી ડુસકાં ભરીને રોયો રે, જગતમાં જન્મીને શું કીધું.
ફૂલી ફૂલી મમ્મતમાં નિત્ય ફરીઓ, નીતિ, ભક્તિચાર કદિ નવ ચરીઓ;
દીનોપર કોપ ઘણો તેં કરીઓ રે, જગતમાં જન્મીને શું કીધું.
જ્યારે જ્યારે નરકની માંહ્ય નંખાશે, ત્યારે ત્યારે પાપી તું પસ્તાશે;
ગોવરધન પ્રભુજી ગુણ ગાશે, જગતમાં જન્મીને શું કીધું.

---

## પદ ૧૨૦ મું.

વિસરૂં નહિ પ્રભુ નામ, કદિ હું વિસરૂં નહિં પ્રભુ નામ–એ રાગ.

ગાને પ્રભુનું ગાન, નફ્ટ તું ગાને પ્રભુનું ગાન.
કેમ બન્યો નાદાન, નફ્ટ તું ગાને પ્રભુનું ગાન.
મારૂં તારૂં મિથ્યા માને, ભૂલી પોતાનું ભાન;
માયામાં લપટાયો મૂરખ, કદી ન આવી સાન. નફ્ટ.
પડપંચી ને પાપી થઇને, દેતો નહિં કદી દાન;
આખો દહાડો તું અફળાયો, વળી સૂકાયું વાન. નફ્ટ.
માટે જ્ઞાની થઇને પીજે, પ્રીતે હરી રસપાન;
એક વિવેક ધરીને રાખજે, ત્રીકમ કેરૂં તાન. નફ્ટ.
સાર અસાર કરીને, તજજે મિથ્યા માન;
ગોવરધનનું ગાન સૂણીને, ધરમ તણું ધર ધ્યાન. નફ્ટ.

---

## પદ ૧૨૧ મું.

રાગ–મનસ્ત્રી.

પ્રાણાધારા, પ્રીતમ પ્યારા, આનંદકારા ઇષ્ટ પ્રભુ.
વંદન કરૂં હું વહાલ ધરીને, ભય હરનારા ઇષ્ટ પ્રભુ.

વિશ્વપતિ તુંજ ગહન ગતિ છે, અદ્‌ભુત શક્તિ તારી અતિ છે;
હે પ્રભુ મારી ટૂંક મતિ છે, જય કરનારા ઇષ્ટ પ્રભુ.
અપરાધી હું પાપી પૂરો, અધર્મ માંહી નથી અધુરો;
સદ્‌કૃત્યોમાં છું નહિ શૂરો, તે હરનારા ઈષ્ટ પ્રભુ.
રૂદીયે કદી નવ ધરશો રોષો, દૂર કરજો મુજ દિલના દોષો;
પ્રેમ ધરીને મુજને પોષો, વિઘ્ન વિદારો ઇષ્ટ પ્રભુ.
બાળક જાણી થાજો બેલી, ખૂબી તમારી ખૂબ ખીલેલી;
તુજપર શ્રદ્ધા નહિં કાંઈ સ્હેલી, મંગળકારા ઇષ્ટ પ્રભુ.
તુજ. વિણ કોને શરણ હું જાઉં, તુજ કૃપાવિણ હુંજ કુટાઉં;
ગોવરધન પ્રભુ ગુણ તુજ ગાઉં, ઉર ધરનારા ઇષ્ટ પ્રભુ.

## પદ ૧૨૨ મું.

રાગ—મનસ્વી.

પ્રીતમ રે નટવર રે, ઈશ્વર રે.
અજ્ઞાની હું, પરમાત્મા તું, અરજ અમારી ઉર ધર રે;
દયા રે પતી તુજ ગહન ગતી છે, સૃષ્ટિમાં સચરાચર રે. પ્રીતમ રે.
ત્રિભુવન તારો, વિઘ્ન વિદારો, દે સદ્‌બોધો સરસર રે;
કરને ઝાલો, પ્રીતમ પાળો, હેત ધરી દુઃખ હર હર રે. પ્રીતમ રે.
ગોવરધન રે ભક્તિ કર રે, પ્રેમ આંસુ પડે ગરગર રે. પ્રીતમ રે.

---

## પદ ૧૨૩ મું.

લલિત છંદ.

અરર ઓ પ્રભુ, અરર ઓ પ્રભુ, અચળ જક્તમાં વ્યાપિઆ વિભુ;
વદનમાં સદા આવીને વસો, તરૂણ રંકને શરણ રાખશો.

ભરમ સાંભળી જગતમાં ભૂલ્યો, દુરીત કર્મથી દુઃખમાં ડુલ્યો;
અરજ ઊરની જાણી રે જશો, તરૂણ રંકને શરણ રાખશો.
મરમ શોધતી મારી રે મતી, પરમ તાહરી પૂર્ણ છે ગતી;
ખલ્કના પતિ દૂર નહિં રાખશો, તરૂણ રંકને શરણ રાખશો.
અચળ જક્તમાં વ્યાપ્યા હરી, જરૂર ભૂપતિ સ્હાય થા જરી;
દિનના દયાળ ઠીક રે થશો, તરૂણ રંકને શરણ રાખશો.
દુઃખદ કલેશમાં હું ડુબીઓ, રમતમાં સદા હું રમીઓ.
જરૂર બૂડતાં હાથ ઝાલશો, તરૂણ રંકને શરણ રાખશો.
દુરીત કર્મના સામું શું જુઓ, ખલ્કમાં કીધાં પાપ ને ખુઓ;
તરત મુજ સમા પાપી તારશો, તરૂણ રંકને શરણ રાખશો.
ઉલક આણી જો તુજને જપું, ખરતણી નહિં જાતીમાં ખપું;
અરજ સાંભળી જ્ઞાન આલશો, તરૂણ રંકને શરણ રાખશો.
કીચળમાં કળ્યો તેથી શું કહું, પરમ પીડરે, પામતો બહુ;
અચળ મુક્તિથી બહાર કાઢશો, તરૂણ રંકને શરણ રાખશો.
અવરથા ગયો જન્મ માહરો, પણ હવે હરિ હેત રે ધરો;
સર્વ પાપની માફી આપશો, તરૂણ રંકને શરણ રાખશો.
હૃદય માહરૂં સ્વચ્છ રાખીને, સર્વ દુર્ગુણો દૂર નાંખીને;
ગોવરધનના તાપ ટાળશો, તરૂણ રંકને શરણ રાખશો.

---

### પદ ૧૨૪ મું.

### રંગત છોટી.

ઓ બુદ્ધિહિણા, બાજી કેમ બગાડી;
તોફાનો કરતો, જેમ પીધી હોય તાડી.

સમજ સમજ રે મનમાં કાંઇક સાચું,
તું રાજી થઇને માયામાં કેમ રાચું;
કપટીઓ તારૂં કામ રહેશે કાચું,
એટલામાં દેવના દૂત ભાગશે ડાચું.
અભાગી ભુંડા વાત કરે શું આડી,
ઓ બુદ્ધિહિણા બાજી કેમ બગાડી.
જગજીવન સાચા જગમાં તું લે જાણી,
તું વ્હાલ ધરીને વદજે સાચી વાણી. ઓ બુદ્ધિ.
તે ઢોંગપણામાં કર્યું ઘણું ધૂળધાણી,
શૂરવીર થઇને પહેરી તેં કેમ સાડી. ઓ બુદ્ધિ.
તું અરે અભાગી શું કરવા અહીં આવ્યો,
તને ચતુરજનોએ પ્રથમથી ચેતાવ્યો;
તું સમજ્યો નહિ કદી શાણાનો સમજાવ્યો,
તેં ચોરી ચાડી ને જૂઠનો જંગ મચાવ્યો;
અકર્મિ તું તો, બન્યો કેમ અનાડી. ઓ બુદ્ધિ.
તારે ચેતવું હોય તો લેજે હમણાં ચેતી,
ફૂલણીઆ તારી અંતે થાય ફજેતી;
માટે ભૂદરની મનમાં ધરજે બીતી,
વ્હાલાની ભક્તિ કરવામાં બન વેંતી.
ગોવરધન રમજે લઈ જ્ઞાનની ગાડી,
ઓ બુદ્ધિહિણા બાજી કેમ બગાડી.

---

## પદ ૧૨૫ મું.

રાગ-મનસ્વી.

પ્રભુ પ્યારા તમને નમીએ આજે,
તમને નમીએ આજે, કલ્યાણ થવા કાજે. પ્રભુ.
જય જગકારક હારક દુઃખના, તારક ત્રિભુવન રે;
ધરણી ધારક પાળક જનના, તુજને ધન ધન રે. પ્રભુ.
માપક વ્યાપક મહામંડળમાં, જન મન રંજન રે;
વિઘન વિદારણ ત્રાતા તુજને, અરપું તનમન રે. પ્રભુ.
વિશ્વવિધાતા ઓ પીતુ માતા, વંદુ વંદન રે;
પાપ પ્રજાળી આપ તમે તો, કરશો પ્રસન્ન રે. પ્રભુ.
રાંક અમે સૌ ટાંક મતિ નહિં, વાંક હજારો રે;
ગોવરધનનું ગાન સૂણીને, તાપ નિવારો રે. પ્રભુ.

---

## પદ ૧૨૬ મું.

રાગ-મનસ્વી.

પ્રણમું ઇશ્વર રે હું તુજને, હું તુજને, હું તુજને, હું તુજને.
લાયક સાયક છો સુખદાતા, ત્રાતા ધાતા છો પિતુ માતા;
જયજય રે જગમાં વિખ્યાતા, ગુણીઅલ તારા ગુણ બહુ ગાતા રે.
પ્રારંભે હું સ્તવન ઉચારૂં, મહામંગળ છે નામ તમારૂં;
ચરણ શરણમાં રહેવા સારૂં, પ્રેમથકી તમને પોકારૂં રે.
દોષો પર નહિં ધરશો રોષો, દયા દ્રષ્ટિએ સૌને જોશો;
ખાર ઉરના સર્વે ખોશો, પાપતણા પંકજને ધોશો રે.
અકળકળા અગણિત વિસ્તારી, ગહનગતિ દીસે છે ન્યારી;

ધિમંત ધન્ય ધરણી ધારી, શોભે છે લીલા બહુ સારી.
જગમાં જન અજ્ઞાની ઝાઝા, તુજ મહેરથી મળશે માઝા;
સદૈવ સૌને કરવા સાઝા, શીરપર કર ધરશો મહારાજા.
જન તન મનમાં વિઘ્ન વિદારો, તાપ ત્રિવિધી સીંધુથી તારો;
ગોવરધનના એ ઉદ્‌ગારો, આ અરજી સૌ ઉરમાં ધારો રે.

---

## પદ ૧૨૭ મું.

રાગ–મનસ્વી.

ગાન ગાઉં ગાન ગાઉં આજ ઈષ્ટ તારૂં રે;
અહોનિશ સ્નેહથી રે, સ્તુતિ હું ઉચારૂં રે.
આજના સમાજ માંહી, કરો સર્વ સારૂં રે;
સ્હાય થજો સ્હાય થજો, પ્રેમથી પોકારૂં રે.
પ્રભુ આપ પ્રેમ વિના, કેમ થશે રસાળું રે;
આપની કૃપાથી થશે, સુઅસરવાળું રે.
માટે જીવનકાર્ય માંહિ, સ્તવન પ્રથમ તારૂં રે;
ગોવરધન મનમાં છે, પ્રભુ નામ પ્યારૂં રે.

---

## પદ ૧૨૮ મું.

રાગ—મનસ્વી.

આજ શ્રવણ મન રાખી, જીવન જાળવો;
પ્રભુજ પર પ્રેમ રાખી, હુકમ પાળવો.
દુષ્ટ જે વિચાર દેખી, તરત ટાળવો;
ઉંચ વૃત્તિ તરંગ માંહિ, વખત ગાળવો.

ખોટી વાતતણો ખેલ, તરત ખાળવો;
તન મન હૃદય પંથને, સંભાળવો.
પરમ ઉપકારી થઇ, સ્વાર્થ બાળવો;
ગોવરધન વાદ વૃથા, કદિ નહિ લવો.

---

### પદ ૧૨૯ મું.

રાગ—મનસ્વી.

આવ્યો ઇશ ઇશ તુજ ચરણે, અમી વૃષ્ટિ અતિ આપો;
પ્રારંભે આ સ્તવન સ્વીકારી, કૂડાં સંકટ કાપો.
ગતિ અતિ શુભ મતિની વધારી, ઠીક ઠેકાણે થાપો;
પાળક તારક હારક દુઃખના, વિભુવર સૂણુજો* વિલાપો.
જુગ જીવન જશવંત પ્રતાપી, નિશદિન જપીએ જાપો;
દુર્ગુણ સામી દૃષ્ટિ ન કરશો, પ્રલે કરશો પાપો.
ગોવરધનનું ગાન સૂણીને, વ્યાપક ઉરમાં વ્યાપો.

---

### પદ ૧૩૦ મું.

રાગ—મનસ્વી.

જગતનાથ* જગતનાથ સ્હાય થા જરી પ્રભુ,
સ્હાય થા જરી પ્રભુ, વંદું રે તુને વિભુ.
આજ આ સમાજ કાજ, સફળ કરો રે પ્રભુ;
અરજ છે આરંભ માની, ઉરમાં ધરો વિભુ.
ખાન પાન જ્ઞાન આપી, માનને વધારશો;
નીતિ વૃત્તિ સૌની પ્રેમ, પૂરથી સુધારશો.

ખાસ આ સુભાષમાંહિ, પરમ શક્તિ પ્રેરજો;
દૈવ દૃષ્ટિ રાખી દાઝ, વાજને વિખેરજો.
સૃષ્ટિમાં વિનોદ વૃષ્ટિનેજ વરસાવજો;
ભ્રષ્ટ વાણી ટાળવાને, આ ઇષ્ટ આવજો.
આશ છે તમારી એક, પ્રેમે પૂરી પાડશો;
સુભક્તિનો સ્વાદ પ્રેમ, પુરથી ચખાડજો.
દાસ ગોવરધનનેજ, ચરણ શરણ રાખજો;
અહો બાપ આપ તાપ, પાપ કાપી નાંખજો.

---

## પદ ૧૩૧ મું.

રાગ—મનસ્વી.

પ્રણમું, પ્રણમું, પ્રણમું, પ્રણમું, પ્રણમું, પરમેશ્વર રે.
આરંભે સ્તવન કરૂં હું, ધરણીધર પ્રભુ ધ્યાન ધરૂં હું;
ઉદ્દ્ગારો મુખથી ઉચરૂં હું, કરૂણાળુ કરૂણા કર રે.
ખટપટનો સૌ ખેલ તજાવો, ચટપટ તો મુજને ચેતાવો;
લટપટ ભક્તિમાં લપટાવો, ઝટપટ કર ધર શીરપર રે.
સ્હાયતા કરજો ત્રિભુવન ત્રાતા, પૃથ્વિમાં પૂરણ પ્રખ્યાતા;
દયાભરીને દીલમાં દાતા, હેતથકી વિઘ્નો હર રે.
તન મનના સૌ તાપ નિવારી, ઠીક ઠેકાણે સૌને ઠારી;
સદ્દગુણથી સૌને શણગારી, વ્હાલ ધરો વિશ્વંભર રે.
દીન ગોવરધન સ્તવન ઉચારે, તન મન તુજવીણ કોણ ઉદ્ધારે;
ઓ ધરણીધર તુજ આધારે, સર્વે કામો સુખકર રે. પ્રણમું.

---

## પદ ૧૩૨ મું.

રાગ-મનસ્વી.

આ દો ઘડીકા આસરા, તુમ કયા કરો ઉધમાત રે;
ગદ્ધા બની સબ ગામમાં, કયા કરતે લાત લાત રે.
ભરૂષા નહિં તુજ કાયકા, અણુ ચીતવી ટૂટી પડે;
કુચ્છ સાથ તુજ આવે નહિં, તબ લોભી હો કે લડે.
તુમ પેટ પાપી કાજ રે, અઘાટત પાપો કયા રે;
પર દ્રવ્યકુ પરનારકુ, તુમ હેત ત્યાગીને હરે.
આખેર તુમ પસ્તાયગા, જુવાબ લે જુગતાત રે;
આ દો ઘડીકા આસરા, તુમ કયા કરો ઉધમાત રે.
બડે બડે સબ ચલ ગયે, દૂર જગતસે પલ માત્રમેં;
શૂરા હતા સબ તેજ સડીયા, ગુમડ પકતા ગાત્રમેં.
શ્રીમંત વો બડે શેઠીઆ, સબ ભાગીઆ એક રાતમાં;
બાંયો ચડાવી બોલતે વો, નફટ બન ગયે નાતમાં.
શામાટ રે તુમ સમજવિના, ખૂબ ગોદા ખાત રે;
આ દો ઘડીકા આસરા, તુમ કયા કરે ઉધમાત રે.
લડતા હતા મહા વીર પણ, જર જમીન કોના નવ થયા;
કરતાજ નીચાં કામ પણ, અંતે ઘસડતા તે ગયા.
શું ઝેરને બહુ વેરમાં, વેગે કરી વળગી રહ્યાં;
કીધાંજ કુડાં કર્મ તેમાં, કોણરે સૂખીઆ થયા.
વિચારં રે વિચાર રે, આ સૂણી સારી વાત રે;
આ ભરથરી ને બૌદ્ધ, ગોપીચંદ રે જ્ઞાની થયા.
આશુક જેવા જન નહિ, સંસારમાં લપટાઇ ગયા;

અખા ભગત પણ ભાવથી, સંસારથી અળગા રહ્યા.
આ સ્વામિ સ્હેજાનંદ પણ, વૈરાગ્યથી સુખીયા થયા;
સર્વ કુટુંબી પાપમાં, આવે નહિં સંઘાત રે.
આ બે ઘડીનો આશરો, તું શું કરે ઉધમાત રે.
જે કર્મ કૂડાંને કરે, ભૂંડાંજ ફલને ભોગવે;
વેદાન્ત ને ઉપનિષદો, શાસ્ત્રો સમૃતિ સૂચવે.
દીનતાથી ત્યાં પોકારશે, આંસુજ આંખોથી દ્રવે;
જુવાબ નહિં લેવાય તેથી, જેવું તેવું તું લવે.
આ હું કરૂં આ હું કરૂં, એમ શું કરે કમજાત રે;
આ બે ઘડીનો આશરો, તું શું કરે ઉધમાત રે.
સૌ કામનું અભિમાન છોડી, રટણ કર જગરામનું;
પરદેશી માફક પરવરી, વ્યવહાર કર જગરામનું.
લપટાઇશ નહિં લાલચમહિં, પામીશ સુખ શુભ ધામનું;
કર્તવ્ય કરતો નિત રહે, ભલપણ ધરી સુજ ભ્રાત રે;
આ બે ઘડીનો આશરો, તું શું કરે ઉધમાત રે.
સબ લોક ઉપર પ્રેમ પૂરણ, આ ભારથી આદરે;
તો ક્રોધ ને અભિમાન જરીએ, હૃદય વાસો નહિં કરે.
સમદ્રષ્ટિ ને વૈરાગ્ય સાચો, સદ્ય ઉરમાં સંચરે;
સબ વાસના નવ ત્યાગને, નિષ્કામ કરમોને કરે.
ગુરૂ જ્ઞાનથી પરિપકવ થઇ, ભળ બ્રહ્મમાં સાક્ષાત રે.
આ બે ઘડીનો આશરો, તું શું કરે ઉધમાત રે.
ધર સદ્‌ગુરૂકા આસરા, તેથીજ મુક્તિ પામશે;
સંસારમાં રહેતાં છતાં, પદવેરના સૌ વામશે.

આનંદ કંદ અખંડ રે, ભાઈજરૂર દિલમાં જામશે;
બ્રહ્મમાં એક તારથી, તું મીલત અક્ષર ધામશે.
તું ગાન ગોવરધનનું, જરી કાન ધરી મુજ ભ્રાત રે;
આ બે ઘડીનો આશરો, તું શું કરે ઉધમાત રે.

---

### પદ ૧૩૩ મું.

રાગ—ચૂરણવાળાનો.

જીવતાં માબાપુકે માના, દેતે નહિં કહિએ નાદાના;
મુઆ પીછે કરતે મિષ્ટાના, ગોવરધન કયા કરે ગુમાના.
પ્રભુ ગુરૂકુ નહિં પિછાના, લેતે નહિં કુચ્છ આત્મજ્ઞાના;
તજતે નહિં માના અપમાના, ગોવરધન કયા કરે ગુમાના.
ધૂતી ધૂતી લેતે ધાના, દુનિયામાં દેખા નહિ દાના;
આખર ખરાબ હો ગએ ખાના, ગોવરધન કયા કરે ગુમાના.
ફીરતે ગદ્ધા સમ મસ્તાના, સબકુ કરતે નુકસાના;
તીસ્મે કીયા હુવે ગુલતાના, ગોવરધન કયા કરે ગુમાના.
ધરદે ધરણીધરકા ધ્યાના, રહેજે છાનામાના;
પૂરણ સૂણલે સત્ય પ્રમાણુ, ગોવરધન કયા કરે ગુમાના.
બડા ભગતકા લેતે બાના, ઠીક તો દીલમાં નહિ ઠેકાના;
ખાતાહે વિષ્ટાકા ખાના, ગોવરધન કયા કરે ગુમાના.
જુઠી વાણીથી ડર જાના, તજ દે અંતરકા અભિમાના;
ટાળી દે મિથ્યા તોફાના, ગોવરધન કયા કરે ગુમાના.
ભૂંડા શરીર કયા ભાના, સળગાવી દે જઇ શમસાના;
આખરે મીટ્ટીસે મીલજાના, ગોવરધન કયા કરે ગુમાના.

હીરા હાથમેંસે ખોયા, મનથી કાચકુ કયા મોહ્યા;
જુઠા ખેલ જગમાં જોયા, અંતે રાગ કાઢકર રોયા.
મોટી કરમાં દેખી માળા, કુડાં કર્મોથી કાળા;
અંતરમાં નહિં ઉજાલા, ગોવરધન કયા કૂટે છાલા.
ગાલાગાલીમાં ગુલતાના, પૂરણ બ્રહ્મ નહિં પિછાના;
ચોરી ચાડીકુ કયા ન્હાના, ગોવરધન અંતે ગભરાના.
ગુરૂ ગમ્મ નહિ પિછાની, કયાંથી હોવે આત્મજ્ઞાની;
કેહેના પત્થર ઉપર પાણી, ગાવે ગોવરધન કયા બાની.
મુખસે હાડ ચામડાં ચાવે, હી, હી કરકે લોક હસાવે;
સબકુ બૂરા ભેદ બતાવે, ગોવરધન નહિં પ્રભુ ગુણ ગાવે.

ગાવે નિત્ય બ્રહ્મકા ગાના, નહિં તો તેરી જીભ કટાના;
મુગા જન્મ હુવે અસ્માના, ગોવરધન કયા કરે ગુમાના.
પેડા પાપ પેટમાં છાના, માટે જલદી ગુરૂગમ જાના;
નહિં તો આખર તું અટવાના, ગોવરધન કયા કરે ગુમાના.
કીયા કીયા નહિં ઉપકારા, ભરીયા દ્રવ્ય તણા ભંડારા;
વાદી વેદ નહિં ઉચ્ચારા, ગોવરધન વૃથા જન્મારા.
પર પર પ્રેમ કીયા નહિં ભાઇ, ઉલટા દુઃખકા ડામ લગાઇ;
ગુણીયલ બાજી સબ ગુમાઇ, ગોવરધન કીયા કીની કમાઇ.
મ્હોટા મ્હોટા મ્હેલ ખજાના, ઘોડા હાથી નિત્ય ગજાના.
મીલી આંખ હુએ ધૂળધાના, સુનલે સત્ય ગોવરધન ગાના;
પાપ નરકુંમે પીડાવે, અંગે આકુળ વ્યાકુળ થાવે;
છટકેલાકુ કોણ છોડાવે, સમજો ગોવરધન સમજાવે.

ધરદે સમાનતા સબ ભાઇ, ગુરૂ ચરણે શીશ લગાઇ;
સોહુંગ શબ્દ બડા સોહાઇ, ગોવરધન નહિં જન્મ ગુમાઇ.
પાપી પેટ ભરવાકાજ, નકટા નાક કપાવ્યું આજ;
લક્ષે રાખી નહિં કુળ લાજ, દિસે ગોવરધન દિલ દાઝ.
ભુંડી કાયા ક્ષણભંગુર, આશા નદીઓકા હે પૂર;
ઝટપટ સમજી લે જરૂર, ગોવરધન કયા હે મગરૂર.
ખાના પીનામાં સબ ખોયા, જરીએ સતકા પંથ ન જોયા;
આખર રાગ કાઢ કર રોયા, ગોવરધનકા જન્મ વગોયા.

છતી આંખે બનગએ અંધા, બુરી માયામાં કયા બંધા;
નહિ નહિ કીયા ધરમના ધંધા, ગોવરધન નવ લે સુગંધા.
ભૂલી ભરમ નહિ ભરમાયા, સબકુ સાચા ભેદ બતાયા;
નીજકા અંતર નહિં ભીજવાયા, ગોવરધન પ્રભુ નહિં ગાયા.

હું હું કરીને હઠ વધારે, મારૂં મારૂં એમ ઉચ્ચારે;
તેમાં તારૂં નહિં તલભારે, ગોવરધનકા એ ઉદ્દગારે.
માયા ખાંડ સરીખી લાગે, ભુંડી અંતે હાડો ભાંગે;
માથે મોત નગારાં વાગે, ગોવરધન જ્ઞાની જન જાગે.
અભાગી આળસમાં અથડાયો, જુઠી લાલચમાં લપટાયો;
ધર્મી ગુરૂકે સંગ ન ધાયો, ગોવરધન ભીંતે ભચકાયો.
વિદ્યા વેદો શાસ્ત્ર અપારા, જોતાં જોતાં હે જન્મારા;
સમજે નહિં કુચ્છ સાર અસારા, ગોવરધન અંતર ઉદ્દગારા.
માટે ચેત ચેત અભિમાની, જરૂર નિષ્કામી થઇ જાની;
ગંડુ હોજા આત્મજ્ઞાની, વાની ગોવરધનકી માની.

બનીયા જ્ઞાન વિના ગોસાંઇ, ભુંડા ભેખ ધર્યા રે ભાઇ;
મિથ્યા અંગે ભભુત લગાઇ, ગોવરધન દુનિયા ભરમાઇ.
ગુરૂકો ચઇએ ગાડી ઘોડા, શિષ્યકુ બ્રહ્મ મહિ નહિ જોડા;
દ્રવ્યકે માટે દોડંદોડા, ગોવરધન હે જ્ઞાની થોડા.
સબહે સ્વાર્થકા સંસારી, મતલબ માટે બાંધે યારી,
ભરદે સાથ પાપકી ભારી, ગોવરધન નવ લે ઉગારી.
મીઠી મીઠી વાણી બોલે, દિલકા દરવાજા નવ ખોલે;
સબકુ ચડાવતા હીંદોલે, ગોવરધન હે પોલંપોલે.
ઠીઠી ઠીઠી દાંત દીખાવે, નિંદા કરકે મન મકલાવે;
સાચી વાણી નવ સમજાવે, ગોવરધન તબ ગોથાં ખાવે.
કયા તુમ પત્થરસે સિર કૂટે, ફળ નહિ પાવે ને શિર ફુટે;
ઉલટી આતમ દોરી તુટે, ગોવરધનકી વાણી ખૂટે.
ભુંડા માનવથી ભૂત નાશે, ગ્યાની જન તો ગોદા ખાશે;
જાણી એવું જો દૂર જાશે, ગોવરધનને શાન્તિ થાશે.
દુરજન ઇશ્વરથી નવ ડરતા, મુખસે ગરગર કીડા ખરતા;
ધરણી ઉપર પગ નવ ધરતા, ગોવરધન દુર્ગુણ સંઘરતા.
જુઠો જન છે ઝાઝો ઝેરી, થાએ વ્હાલામાં તે વેરી;
મિથ્યા જન્મ મરદ કે મેરી, ગોવરધન નગરી અંધેરી.
કાયા કાચા કુંભ હે જેસા, ગંડુ કીયા તીસકા ભરૂસા;
મારી માર ગર્વકો ઠીસા, ગોવરધન ભજલે જુગદિસા.
સાચી શીખામણ નહિ માને, આખર પડે નરકે કે ખાને;
ઉરમાં તે વેળા અકળાને, ગોવરધનકા પંથ પિછાને.

### પદ ૧૩૪ મું.

રાગ–મનસ્વી.

પ્રભુ પ્યારા (૨) જપું તુજને, મગન કરદે પ્રભુ મુજને.
ધરૂં શુભ ધ્યાન દયા ધરો, આફતમાંથીજ ઉગારો;
સુઝાડો રે મારગ સારો, સાગરમાંથી તમે તારો,
નમું નમું નિત્ય રે તમને, પ્રભુ પ્યારા જપું તુજને. પ્રભુ. ૧
દયાળુ દેવા છો દાતા, તમે તો ત્રણ ભુવન ત્રાતા;
સદા કરજોને સુખશાતા, ધુરંધર ધર્મના ધાતા.
આ આનંદ કંદ આપો મને, પ્રભુ પ્યારા જપુ તુજને. પ્રભુ. ૨
તમે તો સૌ દેવના છો દેવ, સદાએ કરૂં તમારી સેવ;
અરે મારી સુધારોને ટેવ, વિના જ્ઞાને હું ભટકું વને. પ્રભુ. ૩
પૂરો પૂરો હું તો પાપી, અરે આજ્ઞાજ ઉથાપી;
મને આપો સૌ માફી, કુડાં સૌ કષ્ટને કાપી.
વિભુવર રે વસો વદને, પ્રભુ. ૪
તમારી કૃપા જરા થાવે, અધિકાનંદ સૌ આવે;
અતિ આજ ઉલટ લાવે, ગોવરધનદાસ ગુન ગાવે.
થજો વ્હારે બહુ વિઘ્ને. પ્રભુ. ૫

---

### પદ ૧૩૫ મું.

રાગ–મનસ્વી.

વિશ્વાધિશા, વંદુ તુજને, દર્શન દેજો, દેજો મુજને.
દોષો સામું જરીએ ન જોશો, રૂદીઆમાંથી ટાળો રોષો.
તારી લીલા લક્ષે લાવું, ભટકી ભવમાં હું ભરમાવું.

ભેદ ન જાણું ભવમાં ભૂલ્યો, દુર્ગુણ દાબે દુઃખમાં ડુલ્યો.
મેં તો તુજને જરી ન જાણ્યા, મદ મત્સરને ઉરમાં આણ્યા;
તે શત્રુએ ફાંસો ઘાલ્યો, સતને રસ્તે કઈ નવ ચાલ્યો.
બાળક જાણી માફી આપો, પ્રલે કરજો સર્વે પાપો.
નીતિ ભકિત શકિત આપો, ગોવરધનના ટાળી તાપો.

---

## પદ ૧૩૬ મું.

### રાગ–લાવણીનો.

તમે દેવતણા છો દેવ, ત્રિભુવન ત્રાતા;
શરણે રાખો સરવેશ, શાંતિ દાતા.
જામે સુખ કરતા, દુઃખ હરતા, ભૂવન ભરતા;
વ્યાપી છે વિષ્ણુ દેવ, જ સચરાચરતા.
તમે અચળ અકળ છો, વિશ્વમહિં વિખ્યાતા.
તમે દેવ તણા છો દેવ, ત્રિભુવન ત્રાતા.
મહા મંગળકારી, મતિ અવિચળ થાપી;
ભકતોને ભકિત, શાંતિ સર્વદા આપી.
તમે દાતા ધાતા, ગુણીયલ છો, બહુ જ્ઞાતા,
તમે દેવ તણાછો દેવ, ત્રિભુવન ત્રાતા.
જય જય ઓ જ્યોતિ રૂપ, સ્વરૂપ છે સારૂં;
તારૂં નામ શોક સંતાપ, સઉ હરનારૂં.
જય પૂર્ણાનંદા પૂર્ણ તમે પ્રખ્યાતા;
તમે દેવ તણા છો દેવ, ત્રિભુવન ત્રાતા.

સૌ નેતિ નેતિ વદે, ભેદ નવ જાણે;
ઋષિ મુનિઓ ને, વળી દેવ બહુ વખાણે.
બહુ જ્ઞાની ધ્યાની, ગુણ સર્વદા ગાતા;
તમે દેવ તણા છો દેવ, ત્રિભૂવન ત્રાતા.
આ કાલસરવાસી, વદે ગોવરધન વાણી;
પાપો સૌ કરશો માફ, રાંકડો જાણી.
આ નમન સ્વીકારો, નટવર સુખના શાતા;
તમે દેવ તણા છો દેવ, ત્રિભુવન ત્રાતા.

---

## પદ ૧૩૭ મું.

રાગ–લાવણી. રંગત છોટી.

ઓ અપરાધી તું સાંભળ પામર પ્રાણી;
તે જુગજીવનને ભાઈ જરા લે જાણી.
તે વિના જાણજે સૂનો સૌ સંસાર,
મિથ્યા માયાનો સ્વાદ મરાવે માર.
આ મારૂં ત્હારૂં કરતાં જગ વહી જાશે,
પછી પામર પ્રાણી આખર તું પસ્તાશે.
કર વેદ અને ખટ શાસ્ત્ર તણો તું વિચાર,
કુદરત અવલોકન કરી સાધજે સાર.
સ્વાર્થીઆં આવી સરવે ટોળે મળશે,
મીઠી વાણીથી છેલ તુજને છળશે.
તુજ માથે ભરશે ભુંડાઇનો તે ભાર,
મિથ્યા માયાનો સ્વાદ મરાવે માર.

તું લાખ ખજાના કરતો મારા મારા,
તે આંખ મિચાઇ નથી, ત્યાં સુધી તારા.
ઓ ચેત અભાગી મૂરખના સરદાર,
મિથ્યા માયાનો સ્વાદ મરાવે માર.
તું એક પેટને કાજ શું આવું કરતો,
ઇશ્વરને ભૂલી રઘવાયો થઇ ફરતો.
સૌ જનની ચિંતા રાખે જગકરનાર,
મિથ્યા માયાનો સ્વાદ મરાવે માર.
આ મીઠી મીઠી લાગે તુજને માયા,
પણ ખાંડ રેતનું મિશ્ર બગાડે કાયા.
ઓ ગોવરધન તું ગાજે જગકરતાર,
મિથ્યા માયાનો સ્વાદ મરાવે માર.

---

## પદ ૧૩૮ મું.

રાગ—મનસ્વી.

ધર ધર ધર રે, ભૂધર ધર રે, અર્જ અમારી ઉર ધર ધર રે;
કૃપા દ્રષ્ટિ કર કર કરરે, અર્જ અમારી ઉર ધર ધર રે.
દીનદયાળ પ્રભુ પ્રતિપાળક, વિઘ્ન હમારાં હર હર રે;
જય સુખ દાતા ત્રિભુવન ત્રાતા, દૂર કર દિલના ડરડરરે.
ભાવે ભજું ભવ ભંજન દેવા, સ્તુતિ ઉચ્ચારૂં મુખ સરસર રે;
આનંદ દાતા વિશ્વ વિધાતા, ભવમાં કીર્તિ ભરભર રે.
દીન દયાળુ દીલથી આપો, દુઃખડાં ખરશે ખરખર રે;
કહેત ગોવરધન શાન્ત કરો પ્રભુ, ચિત્ત જે દાઝેલું ચરચરરે.

## પદ ૧૩૯ મું.

રાગ–માઢ.

પ્રીતને ધરો રે પ્રીતમ પ્રીતને ધરો, અરજ સુણી આજ. પ્રિત
જય જય જગપાળ દયાળ, જય જય જગાધિનાથ;
શ્રી હરિ હું શરણે પડીઓ, તમે હેતે ગ્રહોને હાથ. પ્રિત
પાપ હમારાં પ્રલે કરશો, ધરશો વિનંતિ ધ્યાન;
સૃષ્ટિમાં સચરાચર વ્યાપી, દીયો શિક્ષા ગુણ જ્ઞાન. પ્રિત
બુદ્ધિ વિનાનો ગુણ તમારા ગાય, રહેમ નજર જો રાખી રૂદીએ,
સૌ કારજ સિદ્ધ થાય. પ્રિત
વિશ્વંભરનો વ્હાલ ધરીને, વદને કરૂં વખાણ;
મજરો મારો મન ધરીને, હેતે ન કરશો હાણ. પ્રિત
અવનિના ઓદ્ધાર તમે તો, દુઃખ ભંજન છો દેવ;
સ્નેહ ધરો સચરાચર સ્વામિ, સદાય કરશું સેવ. પ્રિત
આનંદ દાતા વિશ્વ વિખ્યાતા, જય જય નટવર નાથ;
દીનબંધુ દુઃખહારક દેવા, સારો તમારો સાથ. પ્રિત
દીનબંધુ છું દાસ તમારો, સમજું નહિ કાંઇ સત્ય;
મહેર કરો મહાવિર જગતના, નિર્મળ કરજો મત્ય. પ્રિત
જુગદિશ્વરજી જુક્તિ કરીને, જપું તમારો જાપ;
અડગપતિનો આશરો મારે, ટાળો પાપ અમાપ. પ્રિત
પ્રીત ધરીને મારી કરજો, પૂરણ કીર્તિ પ્રકાશ;
કાલસરવાસી ગોવરધનને, જાણો તમારો દાસ. પ્રિત

---

## પદ ૧૪૦ મું.

લાવણી-રંગત છોટી.

એ વિશ્વ વિધાતા, અકળ જગતના સ્વામિ;
હું નમન કરૂં છું, તુજ ચરણે શીશ નામી.
આ જરૂરીઆતરે, કીર્તિ જુગમાં જામી;
હું વંદન કરૂં છું, પ્રેમ તમારો પામી.
દીનદયાળા, દિસો જગતમાં દેવા;
હું શરણુ પડીને કરૂં તમારી સેવા.
હરિ મહેર કરીને વિઘન બાળનાં હરજે;
જય કરૂણા નિધિ કાર્ય સિદ્ધ તું કરજે.
આ રટણુ અમારૂં ધરણીધર ઉર ધરજે,
વળી પાપ અમાપ કરેલાં, તેહ વિસરજે.
કોઇ ત્રણુ ભૂવનમાં દિસે નહિ તમ જેવા,
હું શરણુ પડીને કરૂં તમારી સેવા.

---

## પદ ૧૪૧ મું.

તું પાળક જનનો, ટાળક દુઃખનો ત્રાતા;
તમો દીન દયાળા, દિસો આનંદ દાતા.
તમે સ્નેહ ધરોને, સચરાચર સુખશાતા;
કરૂં વખાણુ વદને, આજે વિશ્વવિધાતા.
હું ધારૂં લક્ષમાં, લાભ અતિશે લેવા;
હું શરણુ પડીને, કરૂં તમારી સેવા.

તમે દીન જનોને, દયા અતિશે દીધી;
હું શરણુ પડું તો, થાય કાર્યની સિદ્ધિ.
આ રટણુ રાખીને, રૂદીએ દેજો રિદ્ધિ;
આ ગાય ગોવરધન, પ્રભુ પ્રેમને લેવા. હું શરણુ.

---

પદ ૧૭૨ મું.

અડગપતિ અલબેલા તમતો, પામર પર પ્રીત ધારે; મારા પ્રભુજી.
દીનદયાળ પ્રજા પાળક દેવા, શોક સકળ સંહારે; મારા પ્રભુજી.
વદન થકી તે વંદન કરૂં હું, આજે એક ઉચ્ચારે; મારા પ્રભુજી.
પાર ન પામું પરબ્રહ્મ તારો, વાલો ચિત્ત વિચારે; મારા પ્રભુજી.
બેઉ કરજોડી સ્તુતિ ઉચારૂં, વાજ સકળ વિદારે; મારા પ્રભુજી.
સુખદાયક સચરાચર સ્વામિ, અર્જ કરૂં હું અત્યારે; મારા પ્રભુજી.
ગતિ તમારી અતિ દિસે ન્યારી, વંદુ વારંવારે; મારા પ્રભુજી.
દયા ને દિનતા દિલમાં ધારી, દાસ તમારો પોકારે; મારા પ્રભુજી.
કાલસરવાસી કહે ગોવરધન, જય જય પ્રિતમ પ્યારે; મારા પ્રભુજી.

---

પદ ૧૭૩ મું.
ગરબી.

વાજ વિદારો રે વાલાજી, મારો મજરો તન મન ધારો રે, વાલાજી
તમે સકળ જગતના સ્વામિ, જગ મધ્યે રે કીર્તિ જામી;
સુખદાયક ને સુખધામી, વાજ.
નકિ ગતિ અવિચળ ન્યારી, તાપ હારક ત્રિપુરાધારી;
અતિ દિસો છો આનંદકારી રે, વાજ.

દુઃખહારક દીનાનાથ, સદા શીરે ધરો રે હાથ;
સારો શોભે તમારો સાથ રે, વાજ.
દિનબંધુ હું દાસ તમારો, અતિ આફતમાંથી ઉગારો;
આજ ભવની તે પાર ઉતારો, વાજ.
સદા કરજોને શ્રી હરિ સ્હાય, જેથી કારજ સિદ્ધિ થાય;
મારી નિર્મળ કરજો કાય રે. વાજ.
મારી દુર્મતી કરજો દૂર, સદા સદ્બુદ્ધિ દીયો ભરપૂર;
વ્હાલા વધારો મુખ પર નૂર, વાજ.
પૂરો કરજોને કીર્તિ પ્રકાશ, ભલા ભોગવીએ સુખ વિલાસ;
વારે વદને કરોને વાસ. વાજ.
પૂરા શાસ્ત્ર પૂરાણે પ્રખ્યાત, સકળ ગુણી સદા સાક્ષાત;
જય જય ત્રણ ભુવનના ત્રાત રે, વાજ.
ગાયે ગોવરધન ગિરધારી, આજે સ્તુતિ તે મુખથી ઉચારી;
શરણે લેજોને શ્રી ત્રિપૂરારી, વાજ.

---

પદ ૧૪૪ મું.

રાગ—ગિરધારીનો.

.તળીઆરે પ્રેમિલા પ્રિતમ પ્યારે, અતિ દુઃખમાંથી કોણ ઉગારે;
.રો મજરોરે ધરણીધર ઉર ધારે, સદા સ્મરૂં હું સંસારે.
.નબંધુ તે દુઃખને કાપોરે, અતિ આનંદ મુજને આપો રે;
મે ટાળોને શોક સંતાપોરે, પ્રભુ તારારે વિના કોણ મને તારે. અ.
.વનિમાં રે શક્તિ પૂર્ણ પ્રકાશો, કરૂં જ્યારે કુદરત તપાસ;
.રે વદને રે કરજો પ્રિતમ વાસ, દેખી દુરમતિ પામે ત્રાસ.

આજે અકળ કળા તેં કીધી રે, દયા દિનને અતિશે દીધી રે;
જેથી થઇ છે કાર્યની સિદ્ધિ રે, પ્રભુ વંદુ રે તુજને વારંવારે. અ.
સચરાચર રે જય જય સુખના દાતા, વંદુવંદુ રે વિશ્વવિધાતા;
જગદીશ્વર રે જરૂર તમ જગત્રાતા, સૃષ્ટિ કીધી તમે સુખશાતા.
રાંક જાણી રે શરણે મુજને રાખો, દયા દિલમાં તે બહુ દાખો;
મારાં કુડાં રે સંકટ તે દૂર નાંખો રે, પૂરી પ્રીતે રે પામર તુજને પોકારે.
જગ કરતા રે જગમાં જે જન જાએ, તેને અખંડ આનંદ આપે;
વળી કીર્તિરે વિશ્વ વિષે શુભ વ્યાપે, સ્થિર મતિ અવિચળ થાપે.
જય જય જગતતણા ઓ કરતારે, સૌ હરકત મારી હરતારે,
વ્યાપિ વ્યાપિ છે વિશ્વંભરતા રે, ભલા ભકતોરે તુજને ભાવે ઉચ્ચારે.
ધ્યાન ધરણી મધે શુભ ધારૂં રે, અતિ આનંદથી ઉચ્ચારૂં રે;
પૂરી પ્રીતે રે તુજને પોકારૂં રે, રૂડી રીતેરે સિદ્ધિ થવાને સારૂ રે.
ભીડ ટાળોને ઓ ભવ દેવા રે, સદા કરૂં તમારી સેવા રે;
જગમાં દીઠા નહિં તુજ જેવા રે, મારાં દુખડાં રે સકળ આપ વિદારે.
આજ તમને જપું રે અંતરજામી, ગુણ ગાઉં ઓ ગુણગાતી;
સુખદાયક રે રહેજો આતમ રામી, નીતિ ધારૂં હું નૈતમ તુજને નામી.
કાલસરવાસી ગોવરધન કહે છે રે, હાલ મુંબાઇ મધે રહે છે રે;
સુખ સંકટ સર્વે સહે છે રે, કામ સ્કુલમાં રે કરે છે આવાં રે. અ.

---

પદ ૧૪૫ મું.

સાખીઓ.

બાળપણે બૂરો બની, ચાલ્યો હું કુચાલ;
ગોવરધન પ્રભુ શી ગતી, સાલે મુજને સાલ.

દૃષ્ટિ દોષવિકારજે, દૂર કરો દીન નાથ;
ગોવરધન પ્રભુ શી ગતિ, શીર પર ધરજો હાથ.
વ્યસનોને વળગી રહ્યો, ઝાઝાં કીધાં જાર;
ગોવરધન પ્રભુ શી ગતિ, ત્રિભુવનમાંથી તાર.
પર ઉપકાર કર્યો નહિં, દિનને દીધું દુઃખ;
ગોવરધનની શી ગતિ, ભાગો મારી ભૂખ.
નીતિપર પ્રીતિ નહિં, ભાખ્યો વાણી ભ્રષ્ટ;
ગોવરધન પ્રભુ શી ગતિ, સહન કરૂં સંકષ્ટ.
ચોરી ચાડી ચુગલી, બન્યો હું ચકચૂર;
ગોવરધન પ્રભુ શી ગતિ, ઝાલો હાથ જરૂર,
ગુરૂજનને નવ ગોઠીઓ, લુચ્ચો અને લબાડ;
ગોવરધન પ્રભુ શી ગતિ, ભકિત સ્વાદ ચખાડ.
નિંદામાં નવરો નહિં, કરીયાં નીચાં કૃત્ય;
ગોવરધન પ્રભુ શી ગતિ, સર્વ સુધારો મત્ય.
કપટી કાળાં કર્મથી, લાજ્યો નહિ તલભાર;
ગોવરધન પ્રભુ શી ગતિ, ઉગારો અંગાર.
લલચાયો લાલચ વિષે, લાંચોનું લઇ ધન;
ગોવરધનની શી ગતિ, સ્વચ્છ કરો મુજ મન.
અન્યાયી ને આળસુ, અધર્મનો અંબાર;
ગોવરધન પ્રભુ શી ગતિ, વિનવું વારંવાર.
ઠગબાજીમાં ઠેકતો, દીકરીના લઈ દામ;
ગોવરધન પ્રભુ શી ગતિ, સ્હાય કરો મુજ શ્યામ.
માતા પિતાની આજ્ઞા, માની નહિં મનમાંય;

ગોવરધનની શી ગતિ, કરજો સારૂં કાંય.
સત્ય સાથ પ્રીતિ નહિં, જપતો જુઠા જાપ;
ગોવરધન પ્રભુ શી ગતિ, પ્રલે કરશો પાપ.
સમજ્યો નહિં સંસારમાં, અંગે ખોટા ઢંગ;
ગોવરધન હું તુંજ કને, આવ્યો બની અપંગ.
દયા દિનતા નહિં ધરી, એવો જન નાદાન;
ગોવરધન પ્રભુ શી ગતિ; ભૂલ્યો મારૂં માન.
છેલાઇમાં છાકી ગયો, આવ્યું બહુ અભિમાન;
ગોવરધનની શી ગતિ, ભલું કરો ભગવાન.
આત્મજ્ઞાન આવ્યું, પીધો વિષય રસ પાન;
ગોવરધનની શી ગતિ, નહિ શુદ્ધ કે સાન.
સદ્ગુરૂને સેવ્યા નહિં, હૈડું કર્યું હરામ;
ગોવરધન પ્રભુ શી ગતિ, રૂદીએ રહેજો રામ.
અપરાધી પાપી ઘણો, સમજે દિલ નહિ સારૂં;
ગોવરધન પ્રભુ શી ગતિ, મહાત્મા કરજો માફ.
રાંક થઇને રડવડું, પ્રીતે કરૂં પોકાર;
ગોવરધન પ્રભુ શી ગતિ, ટાળો દીલની દાઝ.
પાપો સામું શું જુઓ, દીનાનાથ દયાળ;
ગોવરધનની શી ગતિ, ભલી લીઓ સંભાળ.
બાળકના બકવા સૂણો, બોલે જેવા બોલ;
ગોવરધન પુણ્ય પાપનું, તર્ત કરો છો તોલ.
ઇશ્વરજી નહિં ઓળખ્યા, નહિં ભક્તિની રીત;

ગોવરધન પ્રભુ શી ગતિ, પૂરણ ધરશો પ્રીત.
ઇષ્ટ વિના શો આશરો, કોની પાસે જાઉં;
ગોવરધન પ્રભુ શી ગતિ, દીલમાં દુઃખીઓ થાઉં.
ભૂલ્યો મારા ભૂપતિ, આવે શો ઉપાય;
ગોવરધન પ્રભુ શી ગતિ, જીવ બળીરે જાય.
ધૂળ ફાકતો આવીઓ, આંખે આંસુ ધાર;
ગોવરધન પ્રભુ શી ગતિ, વંદું વારંવાર,
શરણ લીઓ સ્વામિ તમે, રાખી રૂદીયા માંય;
ગોવરધન પ્રભુ શી ગતિ, સમજું નહિ હું કાંય.
માટે મન સુધારીને, સમરૂં શ્રી જગરાય;
ગોવરધન પ્રભુ શી ગતિ, પ્રીતે લાગું પાય.
મોટા આપ મહેશ છો, માનું હું ઉપકાર;
ગોવરધનની શી ગતિ, સમરૂં આ સંસાર.
અકળ કળા છે આપની, ઉત્તમ શક્તિ અબાધ;
ગોવરધન પ્રભુ શી ગતિ, ક્ષમા કરો અપરાધ.
જગત્રાતા જગદિશ્વરા, જય જય જગના નાથ;
ગોવરધનની શી ગતી, હેતે ઝાલો હાથ.
પાપીને તો તારશો, પાપ કરી સંહાર;
ગોવરધન પ્રભુ શી ગતિ, ઝાઝા કરી જુહાર.
ન્યાયી ને નેકી ખરા, રાખો ભક્તિની ટેક;
ગોવરધનની શી ગતિ, ઇષ્ટ આશરો એક.
ગુણ જ્ઞાન જાણું નહિ, કેમ કરો તમ પ્રેમ;

ગોવરધન પ્રભુ શી ગતિ, નમવાનો લઉં નેમ.
ભૂચર, ખગચર, જળચર, સૌને તુજ આધાર;
ગોવરધનની શી ગતિ, સૌના સરજનહાર.
ત્રાતા જગનો તું પ્રભુ, કીધાં મોટાં કામ;
ગોવરધનની શી ગતી, મિથ્યા રાખી મામ.
મિથ્યા તારૂં નામ તે, લેતાં હું લજવાઉં;
ગોવરધન હું કયમ કરી, તુજ સાથે જોડાઉં.
મારૂં ને સૌ જનનું, કરજે પ્રભુ કલ્યાણ;
ગોવરધનની શી ગતિ, ગમે નહિ ધમસાણ.

ધૂમાડાના બાચકા જેવો છે સંસાર;
ગોવરધનની શી ગતિ, સ્વાદ મળે ન લગાર.
શત્રુના અપરાધ સૌ, મોહન કરશો માફ;
કૃપા દ્રષ્ટિ જો થાય તો, રૂદીઉં રહેશે સાફ.
જેવી તેવી વિનંતિ, ધરજો ધરમી ધ્યાન;
ગોવરધનની શી ગતિ, મારૂં રાખો માન.

દીલમાં ધરીને દોહરાં, મુજ પર કરો દયાય;
કાલસરવાસી કરગરે, સદાય કરજો સ્હાય.
પર પર પ્રીતિ ધારશો, પોતે આપ સમાન;
ગોવરધન જ્ઞાની બનો, સમજીને બહુ સાન.
અપકારી ઉપર કરો, આનંદે ઉપકાર;
ગોવરધન ગુરૂ શોધશો, તો સુધરે સંસાર.
પર ચીજો પરનારને, માનો નર્ક સમાન;

ગોવરધન જગ તાતનું, કરો ગાન ને તાન.
તજો વિષયની વાસના, તજો તમે અવિચાર;
ગોવરધન ગર્વિષ્ટતા, તજજો વારંવાર.
ક્રોધ, લોભ, મદ, મોહને, કરીને મત્સર દૂર;
ગોવરધન ગુણીઅલ થશો, વધે પ્રેમનું પૂર.
શરીરના સૌ ધમમાં, ચિત્ત ન ધરો લગાર;
ગોવરધન આ જગતમાં, લપટાશો ન લગાર.
કમળ સમી કરજો કૃતિ, ધર નિષ્કામી વૃત;
ગોવરધન ગુરૂને નમી, ત્રાતાને ભજ તર્ત.
વૃત્તિ સર્વ વિટાળીને, ધરજો આતમજ્ઞાન;
ગોવરધનનું ગાન છે, નહિં શુદ્ધ કે સાન.
દયા દાન ને દીનતા, જે સૌને સુખદાય;
ગોવરધન ઘટમાં ધરો, તો મળશે જગરાય.
ફરજ પૂરી બજાવશો, કરશો નહિ અન્યાય;
ગોવરધનનું જ્ઞાન લ્યો, ત્યારે મુક્ત થવાય.
લાંચ, હરામિ, ત્યાગશો, આળસ ને અભિમાન;
ગોવરધન સદ્ગુણ ધરે, તર્ત મળે ભગવાન.
પંચ વિષયને ત્યાગજે, નહિ માન અપમાન;
ગોવરધન શું ગણુગણે, ગાને પ્રભુનું જ્ઞાન.
કર્મો નિષ્કામી કરી, હું મારનો ત્યાગ;
ગોવરધન નક્કી તને, મળે મોક્ષનો માર્ગ.
ઇશ્વરનો ડર રાખશો, ચેતી ચાલો નિત્ય;

ગોવરધન ગર્વો તજી, પ્રીતમ પર ધર પ્રીત.
ક્ષમા અને ઉદારતા, કરશો પર ઉપકાર;
સદ્ગુરૂ હોડી પકડશો, તો તરશો સંસાર.
શાણા થઇને શોધશો, સદ્વૃત્તિ સત્સંગ;
ગોવરધન પ્રભુ તો મળે, કર્મે ન લેપન અંગ.

---

પદ ૧૪૬ મું.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

હે દેવા પરમેશ એસ જગમાં, વ્યાપિ તમારી ગતિ;
મોટા જે ઋષિ મુનિઓ, પણ નહિ જાણે રે પૂરી કૃતિ;
શક્તિ ગુઢ વિશેષ વ્યાપી સઘળે, થીરતા બધે થાપશો;
સૃષ્ટા રે શરણે લઇ સર્વને, શાન્તિ સદા આપશો.
ત્રાતા છો તમે જગના ઇશ્વરા, પૂરા પ્રખ્યાતા તમે;
વિષ્ણુ શંકર ને વળી સર્વદા, બ્રહ્માજ તમને નમે.
જ્ઞાતાઓ સર્વજ્ઞ અજ્ઞજનનો, સંકષ્ટને કાપશો;
સૃષ્ટા રે શરણે લઇ સર્વને, શાન્તિ સદા આપશો.
વ્યાપેલી સૌ મંડળે મહા મતિ, દિસે અતિ આપની;
બુદ્ધિનું બળ અકળ છે, બહુ વળી દીસે કળા આપની.
સાચા બેલી સુનાથ સાથ રમતાં, મારે જ સંતાપશો;
સૃષ્ટા રે શરણે લઇ સર્વને, શાન્તિ સદા આપશો.
દેવાધિ શુભ દેવ ટેવ સારી, તતખેવ તે આપજો;
આનંદી જયચંદ મંદમુરી, કુડી મતિ કાપજો.

છેલા આપ સ્વરૂપની છબી રૂડી, મુજ દિલમાં છાપશો;
સૃષ્ટા રે શરણે લઇ સર્વદા, શાન્તિ સુખો આપશો.
મોટી છે આ મંડળે, કીર્તિ તે શોભિત સારી સદા;
કોની તે ઉપમા દઉં આપને, જોડી જડે નહિં કદા.
ભક્તોને પ્રભુ ભાવથી સર્વદા, હૈયા વિષે ચાંપશો;
સૃષ્ટા રે શરણે લઈ સર્વને, શાન્તિ સદા આપશો.

દાતાને દરિયાવ છો દિલ તણા, દાતા દયાળુ પતિ;
પિતા છો પરમેશ ઇષ્ટ સઘળે, આપો સદા સન્મતિ.
તારામંડળને સહુ ગ્રહ તણો. ગંભીર આલાપશો;
સૃષ્ટા રે શરણે લઇ સર્વને, શાન્તિ સદા આપશો.

પાપી પામર માનવી જગતના, પાખંડ રાખે ઘણો.
ભાવેથી નહિ જાણીઓ તમ તણો, રસ્તોજ ભક્તિ તણો.
એવો હું નિરભાગી પાય લાગી, ઝાઝો જપું જાપ શો;
સૃષ્ટા રે શરણે લઇ સર્વને, શાન્તિ સુખો આપશો.
વિશ્વેશા જુગદિશ ઇષ્ટ સઘળા, આપે કળાઓ અતિ;
પ્યારા પૂર્ણ પવિત્ર તારી જગમાં, અદ્‌ભૂતતા ઓપતી.
એવા હો જગનાથ સાથ સૌના, સંતાપ ઉથાપજો;
સૃષ્ટા રે શરણે લઇ સર્વને, શાન્તિ સદા આપજો.
માગું છું મમ દીલથી, તુજ કને ભાવેજ ભક્તિ સદા;
નીતિ નૌતમ આપજો વિભુવરા, કરૂણા ચુકો નહિં કદા.
વિશ્વેશા હરનીશ ઇશ પ્રીતથી, હૈયા વિષે વ્યાપશો;
સૃષ્ટા રે શરણે લઇ સર્વને, શાન્તિ સદા આપજો.

મહાત્મા રે મનમાં નહિ રાખશો, મારી કુડી રે કૃતિ;
જેવો તેવો રાંક જાણી મુજને, અર્પોજ સારી મતિ.
ત્રાતા ગોવરધન દાસ જનના, વિલાપ આ લક્ષશો;
સૃષ્ટા રે શરણે લઈ સર્વને, શાન્તિ સુખો આપશો.

---

## પદ ૧૪૭ મું.

### ઉપજાતિ છંદ.

હે નાથ આજે સ્મરીએ નમામી, પૂરી કૃપાએ સતસંગ પામી;
આ જગતના સર્વ ભક્તો ઉધારો, ઓ વિશ્વદેવા વિનંતિ સ્વિકારો.
ત્રાતા તમે રે પ્રભુ જગતત્રાતા, દાતા દયાળુ પુરણ પ્રખ્યાતા;
પ્યારા તમે આફતથી ઉગારો, ઓ વિશ્વદેવા વિનંતિ સ્વિકારો.
[illegible] છો, પ્રભુ વિશ્વ માંહી, બેલી થઈને ગ્રહુજો સુ બાંહી;
[illegible] વિના ક્યાં કરૂં હું પુકારો, ઓ વિશ્વદેવા વિનંતિ સ્વિકારો.
વેદો પુરાણો તમને વખાણે, ઋષી મુનિઓ નહિં ભેદ જાણે;
મહા પ્રતાપી જશ છે તમારો, ઓ વિશ્વદેવા વિનંતિ સ્વિકારો.
પુરી ગતીનો નહિ પાર પામું, વેદો વિચારી પઢતાં વિરામું.
આનંદથી હું વદતો ઉચ્ચારો, ઓ વિશ્વદેવા વિનંતિ સ્વિકારો.
અજ્ઞાની મિથ્યા બનીયો હું માની, ભક્તિની શક્તિ નહિ રે પિછાની;
નિંદા ભરેલો બનીઓ નઠારો, ઓ વિશ્વદેવા વિનંતિ સ્વિકારો.
પાપી કુવામાં હું જરે પડેલો, સાચોજ રસ્તો કદી ના સુઝેલો;
એવો બન્યો પામર હું અઠારો, ઓ વિશ્વદેવા વિનંતિ સ્વિકારો.
દાતા સુદેવા કરૂણા કરીને, હેતુ ગ્રહિને દુઃખ સૌ હરીને;
ગોવિંદ ગોવર્દ્ધનનોજ પ્યારો, ઓ વિશ્વદેવા વિનંતિ સ્વિકારો.

## પદ ૧૪૮ મું.

વસંતતિલકાવૃત્ત.

હે વિશ્વદેવ સર્વજ્ઞ દિસો પ્રતાપિ,
વિખ્યાત સર્વ જગમાં શુભ શક્તિ વ્યાપિ;
ખહકે નહિ નીરખતો, તુજ કાર્ય ખામી,
પ્રીતે પ્રભુ શરણુ લ્યો, ભજીએ પ્રણામી.
બ્રહ્માંડ અંડ મધ્યે, જુક્તિ ભરેલી,
સૃષ્ટિની સર્વ રચના, નથી કાંઇ સહેલી;
એવા મહાન જગના, જય વિશ્વસ્વામિ,
પ્રીતે પ્રભુ શરણુ લ્યો, ભજીએ પ્રણામી.
દાતા સુ જગત કરતા ધરતા દયાને,
ઋષિ અને મુનિ વળી વેદો વખાણે;
ધાતા ધુરંધર પતી, સદ્ધર્મ ધામી,
પ્રીતે પ્રભુ શરણુ લીયો, ભજીએ પ્રણામી.
આનંદ સર્વ શુભ વાંચ્છિત આપનારા,
કાર્યો કરી સકળ સંકટ કાપનારા;
વિશ્વેશ તુજ કૃતિમાં નહિં કાંઇ ખામી,
પ્રીતે પ્રભુ શરણુ લીયો, નમીએ પ્રણામી.
જે જે ચહે ચિત્ત વિષે તે તુર્ત આપી,
ખામી ન કાંઇ રાખી, તાપો ઉથાપી;
આભાર આજ માનું ઘણું સુખ માની,
પ્રીતે પ્રભુ શરણુ લ્યો, ભજીએ પ્રણામી.

શક્તિ અપાર તારી, મતિ અલ્પ મારી,
અંગાર માંહિ પડીઓ, લેજો ઉગારી;
ઠારોજ સર્વ ઠામે, પાપો ઉથામી,
પ્રીતે પ્રભુ શરણુ લીયો, ભજીએ પ્રણામી.
ઝાઝી તમારી ગતીઓ, હું કાંઈ ન જાણું,
અજ્ઞાન બાળ પ્રીતે, આપની ના પીછાનું;
ગાઉંજ પ્રેમ રસની પીંછી ઉગામી,
પ્રીતે પ્રભુ શરણુ લ્યો, ભજીએ પ્રણામી.
પાપો પ્રજાળી મુજને આજે ઉગારો,
માયા રૂપી મહાસાગરમાંથી તારો;
વિભુ કૃપાથી વિઘ્નો સો જાય વામી,
પ્રીતે પ્રભુ શરણુ લ્યો, ભજીએ પ્રણામી.
બાપા ત્રિતાપ ટાળી, શુભ બુદ્ધિ આપો;
મારે દીલે તમ તણી, છબી આપ છાપો,
વેદો વિરામી અંતેજ હું વીરામી;
પ્રીતે પ્રભુ શરણુ લ્યો, ભજીએ પ્રણામી,
આજેજ જેવી તેવી, સ્તુતિ મેં ઉચ્ચારી.
અજ્ઞાન જાણી લેશો ઉરમાં ઉતારી;
ગાવેજ ગાન ગોવર્દ્ધન સ્નેહ પામી,
પીતે પ્રભુ શરણુ લ્યો, ભજીએ પ્રણામી.

— — -

## પદ ૧૪૯ મું.

વસંતતિલકાવૃત.

વિશ્વેશ્વરા સુવદને, વિગતે વખાણું,
વિખ્યાત જુક્તિ જગમાં અકળીત જાણું;
બક્ષો રસીક રસના પર વિદ્વત્તાને,
સિદ્ધિ સુકાવ્ય તણી સર્સ પ્રીતે થવાને.
સસ્નેહદાસ તુજનો, દિલથી વિચારૂં,
તારી સદા જગતમાં કીર્તિ ઉચ્ચારૂં;
મારી વિનંતિ ધરજો, હરનીશ ધ્યાને,
સિદ્ધિ સુકાર્ય તણી સર્સ પ્રીતે થવાને.
દીસે ગહન ગતી તાહરી વિશ્વપાળા,
સ્તુતિ ઉચારૂં ઉર પ્રેમ ધરી દયાળા;
પાપો પ્રજાળી ધરજો સુખદા ક્ષમાને,
સિદ્ધિ સુકાર્ય તણી સર્સ પ્રિતે થવાને.
તારી. કૃપાથી જનનાં વિઘ્નો વિરામે,
તારાં વખાણ કરી લોક ન પાર પામે;
ડાહ્યા દયાળુ ધરજો દિલમાં દયાને,
સિદ્ધિ સુકાર્ય તણી સર્સ પ્રિતે થવાને.

## પદ ૧૫૦ મું.

શાર્દૂલવિક્રીડિત.

જયજય ઓ જગબાપ તાપ ટાળી, અરજી ઉર થાપજો,
મારા વ્હાલા મિત્રને, સર્વદા શાંતિ સુખો આપજો;
સિદ્ધિ કાર્ય તણી કરી સર્વદા, કષ્ટો સકળ કાપજો,
છે રે ગોવરધન દાસ પ્રભુ રે, સુણજો સુવિલાપજો.

### પદ ૧૫૧ મું.

શાર્દૂલવિક્રીડિત.

વિશ્વેશા જગપાળ આજ દિલમાં, દિસો દયાળાપતિ,
નાંખોને દૂર દાઝ કાજ કરીને, ટાળી સદા કુમતિ;
ભાખું હું શુભ વેણુ કેણુ સારાં, એવી મતિ આપજો,
કાવ્યોમાં કરી સ્હાય સદય, સરવે સંકષ્ટને કાપજો.
ઓ દેવા અવનીની વિષે, અવતરી શરણે પડયો શ્રીહરિ,
રાખું પ્રેમ વિશેષ કલેશ તજીને, દીલે દયાને ધરી;
નીતિ નૌતમ ધારતો ગુણુનિધિ, પુરાં બળે પાપજો,
કાવ્યોમાં કરી સ્હાય સદય, સરવે સંકષ્ટને કાપજો.

---

### પદ ૧૫૨ મું.

ઉપજાતિ.

હે નાથ સાથ સારો સેવું સદા હું, હું નાથ નામ તારૂં લેઉં સદા હું;
વ્હાલો ગણ્યો પ્રભુ મને સુણીને વિલાપો, આ વર્ષમાં સર્વદા, આનંદ પામો.
આપી દીવાળી જગમાં અજવાળું કીધું, ટાળી તિમિર સૌએ પય પાનપીધું;
તેવી રીતે હૃદય-તિમીરને ઉથાપો, આ વર્ષમાં સર્વદા આનંદ આપો.
બુદ્ધિ પવિત્ર કરજો સરવે સભાની, જો હોય પ્રેમ પુરો, દિલગીરી શાની;
સંતાપ આપ સૌંદર્યતાથીજ કાપો, આ વર્ષમાં સર્વદા આનંદ આપો.
ખ્યાતિ પ્રખ્યાતિ સૌને વિદ્યા વધારો, ઉત્સાહ પ્રેમ આપી, ટાળો કુધારો;
સુસંપ સર્વ ઠામે થીર રાખી થાપો, આ વર્ષમાં સર્વદા આનંદ આપો.
ટુંકી મતિ થકી પ્રભુ કવિતા ઉચ્ચારી, તારો સુભક્ત બનવા નથી શક્તિ મારી;
પાપી હું દાસ ગોવર્દ્ધન તું પ્રતાપી, ટાળો કુબુદ્ધિ મારી નથી શક્તિ મારી.

---

# પ્રકરણ ૫ મું.

## પદ ૧૫૩ મું.

રાગ—ઓચ્છવનો.

ઝટ મળજો રે ઝટ મળજો આજ આનંદભેર રે,
વાલા જોઉં છું વાટડી ઝટ મળજો;
જુગમાં રે ઝાઝું ઝેર તે ઘણું વ્યાપ્યું,
ઘણું વ્યાપ્યું રે ઘણું વ્યાપ્યું થયો કાળો રે કેર. વાલા.
દુર્ગુણનો સૌ દેશમાં દવ લાગ્યો, દવ લાગ્યો રે,
દવ લાગ્યો દયા કરશો દયાળ;
વ્યાકુળ તે અવની થઇ અલબેલા,
અલબેલા રે અલબેલા, આવો જુઠો રે આળ. વાલા.
ધરતી લાગી છે ધ્રૂજવા, ધૂણે ઢોંગી, ધૂણે ઢોંગી રે;
ધૂણે ઢોંગી, વધ્યું પાપનું પૂર.
કરૂણાની દ્રષ્ટિ કરો મહારા વા'લા, મારા વાલા રે,
મારા વાલા, વધે નીતિનું નૂર. વાલા.
સાંભળજો શાણા પ્રભુ સ્વામિજી, સ્વામિજી રે;
સ્વામિજી ધરશો અવતાર.
ગોવરધન ગુણ ગાઉં છું ગોવિંદા, ગોવિંદા રે;
ગોવિંદા પ્રેમે કીધો પોકાર. વાલા.

## પદ ૧૫૪ મું.

રાગ—ઉપર પ્રમાણે.

ઝટ મળજો રે ઝટ મળજો ત્રિભોવન નાથ,
ઝટપટ જાદવાધારજી ઝટ મળજો;

વેરાન વાડી થઇ બધી વિભુવરજી, વિભુવરજી,
વિભુવરજી, વાલા જરી વિચાર. ઝટપટ.
વાટ તમારી જોઉં છું વાલાજી, વાલાજી રે,
વાલાજી તર્ત થાજો તૈયાર. ઝટપટ.
દાદુરો કરે ઓ દેવા, ઓ દેવા રે,
ઓ દેવા, સૂણો પ્રેમી પોકાર. ઝટપટ.
માણુસ સૌ ટોળે મળ્યાં મહારાજા, મહારાજા રે,
મહારાજા, કેમ લગાડો વાર. ઝટપટ.
અન્ન પાણી અળગાં કર્યાં અમે આજે, અમે આજે રે,
અમે આજે આવો હૈડાના હાર. ઝટપટ.
ઘરમાં જરી ન ગોઠતું ગાન ગાવું, ગાન ગાવું રે,
ગાન ગાવું, માટે સમજોને સાર. ઝટપટ.
ગોવરધન ગુણ ગાય છે ગિરધારી, ગિરધારી રે,
ગિરધારી, ધરશો અવતાર. ઝટપટ.

---

## પદ ૧૫૫ મું.

ઝટપટ મારા જુગજીવનજી, મુજને મળજો ઝટપટ રે. ઝટપટ.
ભક્તોની ઉપર ભાવ ધરીને, પાપને પટકો પટપટ રે. ઝટપટ.
વાટ જુએ સૌ તમારી વાલા, ચેતાવો સૌ ચટચટ રે. ઝટપટ.
કુડા રે જનનાં કાળાં રે મુખડાં, કરજોને વલ્લભ કટકટ રે. ઝટપટ.
દોડો દેવાધિ દેવ તમે તો, જ્ઞાન આપોને ગટગટ રે. ઝટપટ.
તરશ્યા થયા અમે ત્રિભુવન ત્રાતા, પ્રેમ આપો મને પટપટ રે. ઝટપટ.

બાપલીઆ મેં તો શું રે બગાડયું, છેલ કરો કેમ છટ છટ રે. ઝટપટ.
ગોવરધન પ્રભુ ગુણ નિત્ય ગાઉં, જ્ઞાન પીવું છે ગટગટ રે. ઝટપટ.

---

## પદ ૧૫૬ મું.

મળજોને અલબેલા રે મારા, મળજોને અલબેલા રે. મળજોને.
પામર જનનો પ્રેમ સુણીને, પધારશો સૌ પેલા રે. મળજોને.
સર્વ ભુવન તો આજ શોચે છે, વિટાવો વ્હાલના વેલા રે. મળજોને.
પ્રીતમજી પ્રેમ રૂપી આપો, રૂપિઆ ભરેલા થેલા રે. મળજોને.
હરજી રે મારા હાથ રે ઝાલો, કેમ મારો હડસેલા રે. મળજોને.
ઝટપટ જન્મો જુગજીવનજી, છટકો નહિં તમે છેલા રે. મળજોને.
મનમોહનજી શું રે માંગો છો, મનના થયા શું મેલા રે. મળજોને.
ગોવરધન પ્રભુ ગુણ ગાઇને કરૂં, રંગની રેલંરેલા રે. મળજોને.

---

## પદ ૧૫૭ મું.

કહેવા દેને કાન, તારી માને કહેવા દેને કાન-એ રાગ.

ઝટપટ જુગદાધાર મળજોને, ઝટપટ જુગદાધાર. મળજોને.
વાટ જોઉં છું વાલા તમારી, માટે ધરો અવતાર. મળજોને.
અલબેલા સૌ અધીરાં બનીયાં, માટે કરો ન વિચાર. મળજોને.
પશુ પંખી તો ચિંતામાં પેઠાં, ચંચુમાં નહિ દેલે ચાર. મળજોને.
ભોજનીયાં ભાવે નહિં કદીએ, માટે આવો આ વાર. મળજોને.
પ્રીતમજી કલ્પાંત સૂણોને, હૈડા કેરા હાર. મળજોને.
નહિં મળશો તો મરી રે જઇશું, માટે સુણો પોકાર. મળજોને.
કાલસરવાસી કહે છે ગોવરધન, વિનવીને વારંવાર. મળજોને.

## પદ ૧૫૮ મું.

રાગ—ઉપર પ્રમાણે.

કૃપા કરો આ વાર, અરે પ્રભુ કૃપા કરો આ વાર.
જોવાને માટે ઝટપટ ચાલ્યાં, નૌતમ નર ને નાર. અરે.
વાલા રે વેદના શું આપો છો, કેમ લગાડો છો વાર. અરે.
દર્શન કરવા દોડી રે આવીયો, ઘણો કરે ધમકાર. અરે.
માટે ઓ વાલા જન્મોને ઝટપટ, ઠીક કરો થેઇકાર. અરે.
દુર્ગુણ દૈત્યોને ડામ દઇને, ભોમિનો ઉતારો ભાર. અરે.
ઓ ઇશ્વર પ્રભુ આશ તમારી, સર્વ કરો સુખકાર. અરે.
કાલસરવાસી કહે છે ગોવરધન, આવો વાલા આ વાર. અરે.

---

## પદ ૧૫૯ મું.

પ્રાણજીવન પુરૂષોત્તમ મારા, પ્રેમથી પાયે લાગું;
રાંક જાણી પ્રભુ શરણે રાખો, મોહન એટલું માંગું રે. પ્રાણ.
સુંદરજીની ભક્તિ કરીને, ભીડ ભયંકર ભાગું રે. પ્રાણ.
દુરજનીઆ આવી દાંત દેખાડે, તરત હું તેમને ત્યાગું રે. પ્રાણ.
આળસમાં ઉંઘું નવ કહિએ, ઝટપટ જીવણ જાગું રે. પ્રાણ.
સત્ય ભાષણ સદા મુખથી ઉચારૂં, નહિં રે બોલું કહિ નાગું રે. પ્રાણ.
આત્મજ્ઞાનથી નહિં અલબેલા, અંતર રાખું આઘું રે. પ્રાણ.
ગોવરધન પ્રભુ ગુણ નિત્ય ગાઈ, શાંતિમાં સોહાગું રે. પ્રાણ.

---

### પદ ૧૬૦ મું.

આવોને અલબેલા સ્વામિ, આંગણે મારે આવો રે આવો.
સત્ય માર્ગ હું કાંઈ ન સમજું, સાચો ભેદ બતાવો રે. આવો.
અજ્ઞાનના અંધારા માંહી, ગોવિંદ શું ગભરાવો રે. આવો.
ડુબ્યો રે હું દુઃખ દરિઆની માંહિ, બાંય ગ્રહી બચાવો. આવો.
ભક્તિ તમારી ભૂદર સાચી, ભોજનથી બહુ ભાવો રે. આવો.
શરણે રાખો સત્ય પ્રભુજી, સાનમાં બહુ સમજાવો રે. આવો.
દિના રે નાથા દયાળપતિ છો, માટે કરૂં છું દાવો રે. આવો.
કાલસરવાસી કહે છે ગોવરધન, પ્રેમનું અમૃત પાવો રે. આવો.

---

### પદ ૧૬૧ મું.

અલબેલા રે અલબેલા, આવ્યો શર્ણ હું આજ;
આફતમાંથી ઉગારજો, અલબેલા.
સાચા સ્વામિ છો માહરે, શામળીઆ;
શામળીઆ રે શામળીઆ, મોટા મહારાજ. આફતમાં.
જ્યાં ત્યાં રે હું અથડાઉં છું, જગકરતા;
જગકરતા રે જગકરતા, જરી ઝાલોને હાથ. આફતમાં.
બળતાને બાળો નહિ, પ્રભુ મારા બેલી;
મારા બેલી રે મારા બેલી, સારો આપનો સાથ. આફતમાં.
આશ તમારી ઉરમાં પ્રભુ પ્યારા,
પ્રભુ પ્યારારે પ્રભુ પ્યારા, મારૂં થથરે મંન. આફતમાં.
ખેલ્યો હું ખોટા ખેલમાં ખોટી વાતે,
ખોટી વાતે રે ખોટી વાતે, તેથી તપતું રે તન. આફતમાં.

પસ્તાવો હું પુરો કરૂં પાતળીઆ,
પાતળીઆ રે, પાતળીઆ, જરી આપોને ધીર. આફતમાં.
ગોવરધન હું ગુણ ગાઉં છું નિત્ય સ્વામિ;
નિત્ય સ્વામિ રે, નિત્ય સ્વામિ, છાંટો નીતિનું નીર. આફતમાં.

---

### પદ ૧૬૨ મું.

અવિનાશી રે અવિનાશી, રાખો રૂદીઆની માંય:
અરજ ગુજારૂં એટલી, અવિનાશી.
ભૂલ્યો હું ભમતો ભુતડો મહારાજા, કદી સમજો ન કાંય, અરજ.
માયા સુખ માનું નહિ મહારાજા,
મહારાજા રે મહારાજા, જે છે ઝેરનું ઝાડ. અરજ.
દુઃખ તણો દરિયાવ છે, હો દેવા;
હો દેવા રે હો દેવા, ખોટા નીરનો ખાડ. અરજ.
આત્મજ્ઞાન જ આપજો ઇશ્વરજી,
ઇશ્વરજી રે ઇશ્વરજી, હ્રદયે ધરશો ન રીસ. અરજ.
તારો ત્રિભોવનનાથજી તમે ત્રાતા;
તમે ત્રાતા તમે ત્રાતા, જુઓ જુગદીશ, અરજ.
સ્હાય કરોને શ્રી પતિ, ઓ સ્વામિ;
ઓ સ્વામિરે ઓ સ્વામિ, પ્રેમે લાગુંરે પાય. અરજ.
કાલસરવાસી કરગરી વાલાજી;
વાલાજીરે વાલાજી, ગોવરધન ગાય. અરજ.

---

### પદ ૧૬૩ મું.

પ્રભુ આવોને રંગભેર રમવા, રમવા રમવા રમવા રે. પ્રભુ.
શરણાંગત થઇ શરણે રે રાખો,દેવ કેમ બેઠા દમવા રે. પ્રભુ.
રસીયા રે મારા કેમ રિસાયા, જીવણ આવો જમવા રે. પ્રભુ.
નાવલીઆ તમે શું નાસોછો, નિત્યનિત્ય આવુંછું નમવા રે. પ્રભુ.
ભ્રષ્ટ થયો હું તો ભુંડા રે કરમે, ભુપર લાગ્યા ભમવા રે. પ્રભુ.
શોધું છું મારગ સાચો હું સ્વામિ, શાન્તિ સુગંધમાં રમવા રે. પ્રભુ.
ઢોંગી અને ધુતારોરે બનીઓ, ધર્મીને લાગ્યો ધમવા રે. પ્રભુ.
ગોવરધનને હમણાં રે લાગ્યું, ગોવિંદ સાથે ગમવા રે. પ્રભુ.

---

### પદ ૧૬૪ મું.

શરણે રાખોને સાચા સ્વામી, સ્વામી સ્વામી સ્વામી રે. શરણે.
ભુલો પડેલો ભવમાં કુટાયો, બન્યો હું ક્રોધી ને કામી શરણે.
જુગજીવન જશ બહુ તમારો, જુગમાં ગયો છે જામી રે. શરણે.
હિમ્મત હારીને હું તો રે બેઠો, હરજી રે આપજો હામી રે. શરણે.
ગોવરધન પ્રભુ ગુણલા હું ગાવું, પર્મ ગુરૂને પામી રે. શરણે.

---

### પદ ૧૬૫ મું.

મારા વાલા રૂપી રે ફૂલી ફૂલવાડી, દોડું દોડું જોવાને દાડી દાડી, મારા.
ચાલું હું તો ચેતી ચિત્તમાં, પ્રેમ પુષ્પ હું ચુંટું;
શાંતિ રૂપી સુગંધ કેરો, લાભ સવાયો લૂંટું.
માયા કેરો મોગરો, દયા તણી દાડમડી;
કરૂણા કેરી છેજ કહેણી, દેવી નહિ કંઇ દમડી.

જ્ઞાન તણાં છે ગુલાબ ફૂલો, ચતુરાઇની ચંબેલી;
હેત તણા હજારી ગોટા, મ્હેક પ્રભુએ મેલી.
જશવંતી છે જુઇ જાઇને, મજા તણી છે મેંદી;
વાલાજી ધીમેથી વીણું, નિંદા ઝેડાં નીંદી.
પ્રેમ તણા પોપટડા આવી, બોલે મીઠા બોલ;
કાલસરવાસી ગોવરધનનો, નિત્ય કરે કલોલ.

---

### પદ ૧૬૬ મું.

હિંડોળે હીંચો મારા હરજી, હૈયામાં હરખાઉં રે;
મનગમતા મારા એ મહારાજા, રસીઆથી રંગ મચાઉં રે.
ઝરમર ઝરમર મેવલા બરસે, પ્રેમના પુષ્પે વધાવું રે;
દર્શન કરવા હું તો દોડું, મનડામાં મલકાવું રે.
જુગજીવન પ્રભુ જશવંતા છો, જોર કરી ઝુલાવું રે;
આત્મજ્ઞાન દેશો અવિનાશી, અલબેલા હું આવું રે.
માનોરે મારા મોહન વરજી, સાન કરી સમજાવું રે;
કાલસરવાસી કહે છે ગોવરધન, ગુણ તમારા ગાઉં.

---

### પદ ૧૬૭ મું.

હરજી મારા હિંડોળે હીંચે, ઝટપટ જોવાને જઇએ રે;
દોડી દોડીને દર્શન કરીએ, રૂદીઆમાં રાજી રહીએ રે.
પ્રાણજીવન મારા પુરમાં પધાર્યા, પ્રેમનું પાણી પાઇએ રે;
વારે વારે જુગજીવન મારા, લાલજી વારણાં લઇએ રે.

બેઉ કર જોડીને વંદીએ વાલા, કહેવાનું હોય તે કહીએ રે;
દયા ધરો દિનપતિ દયાળા, દીલ ભજનમાં દઈએ રે.
હામ ધરી હું હમણાં બોલાવું, હરજી પધારો હૈયે રે;
કાલસરવાસી કહે છે ગોવરધન, ગુણ તમારા ગઈએ રે.

---

### પદ ૧૬૮ મું.

કહેવા દેને કાન, તારી માને કહેવા દેને કાન.—એ રાગ.

વિનવું રે વહાલા વારંવાર વિનવું રે વહાલા.
સઘળું સમજો છો સ્વામિ રે સાચા, નથી નાના કાલા. વારંવાર.
છેલ છબીલા છોગાળાને છોડી, શીદ કુદું છાલા. વારંવાર.
પ્યાસ લાગી છે પ્રીતમ પાવો, પ્રેમતણા પ્યાલા. વારંવાર.
રાજી થઈ મારી અરજી રે રાખો, છાતીમાં છોગાળા. વારંવાર.
શરણાંગત પ્રભુ શરણે રાખો, રસીઆજી રઢીઆળા. વારંવાર.
દેવ તણા છો દેવ તમે રે, દિલમાં છો દયાળા. વારંવાર.
ગોવરધન પ્રભુ ગુણલા હું ગાઉં, લાડ કરૂં લાલા. વારંવાર.

---

### પદ ૧૬૯ મું.

રાગ—ઉપર પ્રમાણે.

વાલાની વાડી ખીલી, મારા વાલાની વાડી ખીલી.
પ્રેમતણાં શુભ પુષ્પો રે લેવા, દોડું દાડી દાડી. ખીલી.
શાંતિરૂપી સુગંધ આવે છે, ભાવથી મેં ભેલાડી. ખીલી.
જ્ઞાન તણો છે ગુલાબ ગોટો, ઘટા રહી ઘાડી. ખીલી.
મહેર કેરો રૂડો મોગરો મહેકે, વાડી મેં વણસાડી. ખીલી.

દયા તણી દાડમડી રે ઉગી, લાભ લઉં લાડી. ખીલી.
ચતુરાઇ કેરા ચંપા ચંબેલી, ચમરી કરે ચાડી. ખીલી.
ગોવરધન પ્રભુ ગુણલા રે ગાવા, આવ્યો છું અગાડી. ખીલી.

---

## પદ ૧૭૦ મું.

રાગ–ઉપર પ્રમાણે.

અલબેલાજી આજ આવો પ્રભુ અલબેલાજી આજ.
હૈયારૂપી હિંચોળે રે હિંચો, મનગમતા મહારાજ. આવો.
પ્રેમરૂપી પટકુળ પહેરાવું, શાંતિનો સુંદીર સાજ. આવો.
ગુણના ભરેલા ગાદીરે તકીયા, રૂડું કરવું રાજ. આવો.
સદ્‌ગુણના શણગાર અર્પું, લાલાજી રાખો લાજ. આવો.
નીતિરે નીરથી હું નવડાવું, કરૂણા લેવા કાજ. આવો.
જુગજીવન પ્રભુ તમને ઝુલાવું, રીઝો તમે રસ રાજ. આવો.
કાલસર વાસી કહે છે ગોવરધન, વાલા વિદારોને વાજ. આવો.

---

## પદ ૧૭૧ મું.

પ્રભુ શું પ્રીતિ પુરી મારે પ્રભુ શું પ્રીતિ;
મોહનજી મરજાદ મૂકો, રાખું રૂડી રીતી. પુરી.
રસીઆજી હું રૂદીઆ રે માંહી, રાખું સદા ભીતી. પુરી.
જુગજીવન પ્રભુ જીભડી મારી, છોને થતી છીતી. પુરી.
પ્રેમ તણું હું પાણી રે પાઉં, નાંખી મહિ નીતિ. પુરી.
કામ, ક્રોધ, મદ, મોહ ને મચ્છર, ઝટપટ જાઉં જીતી. પુરી.
કાલસરવાસી કહે છે ગોવરધન, ગાઉં સદા ગીતિ. પુરી.

## પદ ૧૭૨ મું.

રાગ ઉપર પ્રમાણે.

હીંચોને હરજી હીંડોળે હીંચોને હરજી;
હૈયા તણો મેં તો હીંચોળો બાંધ્યો, વેગે વાલમ વરજી. હીં.
રસનારૂપી છે રેશમની દોરી, ગાનનું ઘુઘરજી. હીંડોળે.
માયારૂપી મોટા મોર મૂકાવ્યા, મારી એવી મરજી. હીંડોળે.
ધ્યાન રે રૂપી ધજા રે બાંધું, ઉડે તે ફરફરજી. હીંડોળે.
જોરે કરીને તમને ઝુલાવું, ખૂબી ખરેખરજી. હીંડોળે.
કાલસરવાસી કહે છે ગોવરધન, ગાન કરૂં ગરજી. હીંડોળે.

---

## પદ ૧૭૩ મું.

કહેવા દેને કાન—એ રાગ.

હીંચોને વા'લા હીંડોળે હીંચોને વા'લા.
નીતિના નીરથી હું નવડાવું, છેલજી છોગાળા. હીંડોળે.
ભાવતણું હું ભોજન પીરસું, રીઝોને રઢીઆળા. હીંડોળે.
પ્રેમતણાં પટકુળ પહેરાવું, શાંતિના દોશાલા. હીંડોળે.
જશનો હું જરકસી જામો પહેરાવું, રસીઆજી રૂપાળા. હીંડોળે.
સદ્‌ગુણના શણગાર પહેરાવું, વારંવારે વાલા. હીંડોળે.
કાલસરવાસી કહે છે ગોવરધન, હેતે ગાઉં હાલા. હીંડોળે.

# પ્રકરણ ૬ ઠું.

---

## માયાનું સ્વરૂપ.

### ( પ્રકૃતિ ) માયા તત્વ પ્રકાશ.

મને મારા રામજી ભાવે રે, બીજો મારી નજરે નાવે રે.—એ રાગ.

માયાનું સ્વરૂપ વિચારીને, વારે વારે કહું છું વિસ્તારી રે;
લેજો સૌ ધ્યાનમાં ધારી રે, માયા છે આત્માથી ન્યારી રે.
સ્થૂળ શરીરનાં પચીસ તત્વો, તેનાં ગણાવું નામ;
ખગ, વાયુ, તેજ, જળ, પૃથ્વીમાંથી, પોતે પ્રગટ્યો તમામ. માયાનું.
આકાશ ભૂતનાં પાંચ તત્વો છે, કામ અને વળી ક્રોધ;
શોક, મોહ, ભય, પાંચે જાણી, પામો સાચો બોધ. માયાનું.
વાયુનાં તત્વો ચલન વલન છે, ધાવન પ્રસારણ;
આકુંચન એ પાંચે તત્વો, જાણોને સૌ સજ્જન. માયાનું.
ક્ષુધા, તૃષા ને આળસ નિદ્રા, ક્રાંતિ એ તત્વો પાંચ;
તેજ ભૂતનાં તેને જાણો, આત્માને ન આવે આંચ. માયાનું.
શુક્ર, શોણિત, મૂત્ર, લાળ, પસીનો, જળનાં તે પાંચે તત્વ;
અસ્થિ, માંસ, ત્વચા, નાડી ને રોમ છે, પૃથ્વીનાં પાંચે તત્વ. માયાનું.
એ સઘળાં મળી પચીસ તત્વો, તેની સાથે બીજાં આઠ;
સઘળાં મળી તેત્રીશ છે તત્વો, પ્રીતે કરજો પાઠ. માયાનું.
જાગૃત અવસ્થા, નેત્ર સ્થાને, વૈખરી ને સ્થુળ ભોગ;
ક્રિયા શક્તિ, રજો, અકાર માત્રા, વિશ્વાભિમાની જોગ. માયાનું.

એમ સઘળાં મળી તેત્રીશ તત્વો, સ્થુળરે દેહનાં જાણુ;
તેત્રીશ તત્વોથી આત્મા છે જૂદો, વદે ગોવરધન વાણ. માયાનું.

---

માયાનું સ્વરૂપ વિચારી રે, વારે વારે કહું છું વિસ્તારી રે.
લેજો તમે લક્ષમાં ધારી રે, માયા છે આત્માથી ન્યારી રે.
સુક્ષ્મ દેહનાં પચિસ તત્વો, તેનાં ગણાવું નામ;
કર્તા ભોક્તા વાહન સેવકને, ભોગને જુદાં ઠામ. માયાનું.
આકાશનાં પાંચ અંતઃકરણો, તેનાં જુદાં જુદાં નામ;
જુદા જુદા છે દેવતા તેના, જુદાં જુદાં છે કામ. માયાનું.
અંતઃકરણનું કાર્ય છે સ્ફુરણ, તેના છે વિષ્ણુ દેવ;
મનનું કાર્ય સંકલ્પ છે, ચંદ્રમા તેનો દેવ. માયાનું.
બુદ્ધિનું કાર્ય નિશ્ચય કહીએ, બ્રહ્મા છે તેના દેવ;
ચિત્તનું કારજ ચિંતન કહીએ, તેનો નારાયણ દેવ. માયાનું.
અહંકારનું કાર્ય અહંપણું છે, રૂદ્ર છે તેના દેવ;
આકાશના એ પાંચે તત્વો, જાણો તમે તતખેવ. માયાનું.

---

માયાનું સ્વરૂપ વિચારી રે, વારે વારે કહું છું વિસ્તારી રે.
વાયુનાં પાંચ વાહન કહીએ, તેનાં છે જુદાં નામ.
સ્થાન તેનાં તો જૂદાં જૂદાં છે, જૂદાં જૂદાં છે કામ. માયાનું.
વ્યાન વાયુનું આખા અંગે, તેનું દેખાતું ઠામ;
દેહના સાંધાઓને વાળે છે, એહ છે તેનું કામ. માયાનું.
નાભિસ્થાનમાં જે છે વાયુ, સમાન તેનું વાન;
અન્નના રસને સર્વ અણુએ, પહોંચાડવાનું કામ. માયાનું.

કંઠ સ્થાનમાં જે છે વાયુ, ઉદાન તેનું નામ;
અન્ન રસોના વિભાગ પાડવા, સ્વપ્નને હેડકી કામ. માયાનું.
હૃદય સ્થાનમાં જે છે વાયુ, પ્રાણ છે તેનું નામ;
એકવીસ હજાર છસો શ્વાસ પ્રવાસ, લેવા મૂકવાનું કામ. માયાનું.
ગુદા સ્થાનમાં જે છે વાયુ, અપાન તેનું નામ;
આંતરડાંને સ્વચ્છ કરીને, મળ કાઢવાનું કામ. માયાનું.
તેજમાંથી પાંચ જ્ઞાનેન્દ્રિ પ્રગટે, તેનાં જુદાં જુદાં નામ;
જુદા જુદા તે દેવો બેઠા છે, જુદાં જુદાં છે કામ. માયાનું.
શ્રોતેન્દ્રિનાં શબ્દનાં કામો, દિશા છે તેના દેવ;
ત્વચા ઇન્દ્રિના સ્પર્શનાં કામો, વાયુ છે તેનો દેવ. માયાનું.
ચક્ષુ ઇન્દ્રિનાં જોવાનાં કામો, સૂર્ય છે તેનો દેવ;
જીભ્યાન્દ્રિનાં સ્વાદનાં કામો, વરૂણા તેનો દેવ. માયાનું.
ઘ્રાણ ઇન્દ્રિ તો ગંધજ લે છે, અશ્વિનિકુમાર દેવ;
તેજ તણાં એ પાંચે તત્વોથી, આત્મા જુદો તતખેવ. માયાનું.

---

માયાનું સ્વરૂપ વિચારી રે, વારે વારે કહું છું વિસ્તારી રે.
લેજો લેજો લક્ષમાં ધારી રે, માયા છે આત્માથી ન્યારી રે.
જળ ભૂતનાં છે પાંચજ તત્વો, તેનાં જુદાં જુદાં નામ;
જુદા જુદા છે દેવતા તેના, જુદાં જુદાં છે કામ. માયાનુ.
વાચાનું કામ છે વાણીને વદવી, તેના છે અગ્નિ દેવ;
હાથેથી લેવડ દેવડ કરવું, તેના ઇંદ્ર છે દેવ. માયાનું.
પગ થકી તો જાવું ને આવવું, તેનો ઉપદ છે દેવ;
શીશ્નથી મુત્ર ને સંભોગ કરવો, પ્રજાપતિ છે દેવ. માયાનું.

ગુદા ઇન્દ્રિ તો મળ ત્યાગે છે, મૃત્યુ તેનો છે દેવ;
જળભૂતનાં એ પાંચે તત્વોથી, આત્મા જુદો તતખેવ. માયાનું.
પૃથ્વી ભુતના પાંચ વિષય છે, શબ્દ, સ્પર્શ, સૌંદર્ય;
રસ ને ગંધ એ પાંચે મળીને, કરે છે દેહનું કાર્ય. માયાનું.
સુક્ષ્મ દેહે એ પચીસ તત્વો, બીજાં તત્વો છે આઠ;
તેના થકી છે આત્મા તે જુદો, પ્રીતે કરોને પાઠ. માયાનું.
સ્વપ્નાવસ્થા કંઠરે સ્થાન છે, વળી મધ્યમા વાણ;
સુક્ષ્મ વાસના સહિત ભોગ છે, જ્ઞાન શક્તિ તે જાણ. માયાનું.
સત્વ ગુણોને ઉકાર માત્રા, અભિમાની તૈજસ જાણ;
કહે ગોવરધન આત્મા છે જુદો, તેત્રીશ તત્વ પ્રમાણ. માયાનું.

---

માયાનું સ્વરૂપ વિચારી રે, વારે વારે કહું છું વિસ્તારી રે.
લેજો લેજો લક્ષમાં ધારી રે, માયા છે આત્માથી ન્યારી રે.
સુક્ષ્મ રે દેહના પચીસ તત્વોના, પાડ્યા છે ત્રણ ત્રણ ભાગ;
આત્માને તેનો દ્રષ્ટા જાણો, આત્માથી કરો ત્યાગ. માયાનું.
પાંચ જ્ઞાનેન્દ્રિ પાંચ કર્મેન્દ્રિ, અંતઃકરણ છે પાંચ;
અધ્યાત્મ ભાગ તો તેને કહીએ, આત્માને નહિં આવે આંચ. માયાનું.
પાંચ સ્ફુરણ ને શબ્દાદિ પાંચ છે, વચન કર્મો પાંચ;
અધિભુત ભાગ તેને કહીએ, આત્માને નહિં આવે આંચ. માયાનું.
વિષ્ણુ પાંચ ને દિશા પાંચ છે, અગ્નિ દેવતા પાંચ;
અધિ દૈવ તે ભાગજ કહીએ, આત્માને નહિં આવે આંચ. માયાનું.
સુક્ષ્મ દેહના પચીસ તત્વોના, બીજા છે ત્રણજ ભાગ;
પરમાત્માને દ્રષ્ટા માનો, સૌનો કરોને ત્યાગ. માયાનું.

આકાશ વાયુ તેજ ને જળ છે, પૃથ્વી ભુત પ્રમાણ;
અંતઃકરણ મન બુદ્ધિ ને ચિત્ત વળી, અહંકાર સાત્વિક જાણ. માયાનું.
શ્રોત્ર, ત્વચા ને ચક્ષુ, જીહ્વા ઘ્રાણેન્દ્રિ પ્રમાણ;
વ્યાન, સમાન, ઉદાન, પ્રાણ ને, અપાન, રાજસ જાણ. માયાનું.
વાચા, પાદ, પાણી, શીશ્ન ને ગુદા, એ પાંચે કર્મેન્દ્રિ પ્રમાણ;
શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ તે, તામસ ભાગનું જાણ. માયાનું.
એવી રીતે ત્રિપુટીના પાડ્યા, જુદા જુદા ભાગ;
ગોવરધન કહે આત્મા છે દ્રષ્ટા, તેનાથી બીજો ત્યાગ. માયાનું.

---

માયાનું સ્વરૂપ વિચારી રે, વારે વારે કહું છું વિસ્તારી રે.
લેજો લેજો લક્ષમાં ધારી રે, માયા છે આત્માથી ન્યારી રે.
કારણ દેહનાં આઠ છે તત્વો, તેનાં ગણીશું નામ;
પ્રકૃતિનો તે ભાગજ કહીએ, જુદો છે આત્મારામ. માયનું.
સુષુપ્તિ અવસ્થા હ્રદય સ્થાન છે, પશ્યંતિ વાચા જાણ;
આનંદ ભોગ ને દ્રવ્ય શક્તિ છે, પછી તમોગુણ માન. માયાનું.
મકાર માત્રા સાતમું તત્વ, આઠમું પ્રાજ્ઞાભિમાન;
ગોવરધન એ આઠ તત્વો, કારણ દેહનાં જાણ. માયાનું.

---

માયાનું સ્વરૂપ વિચારી રે, વારે વારે કહું છું વિસ્તારી રે.
લેજો લેજો લક્ષમાં ધારી રે, માયા છે આત્માથી ન્યારી રે.
મહા કારણ દેહનાં આઠજ તત્વો, તેનાં ગણીશું નામ;
પ્રકૃતિનો તે ભાગજ કહીએ, જુદો છે આત્મારામ. માયાનું.
તુર્યાવસ્થા મુર્ધા સ્થાન છે, પરા વાચા તું જાણ;
આનંદ ભોગ ને ઇચ્છાશક્તિ, શુદ્ધ સત્વ ગુણ માન. માયાનું.

અર્ધ માત્રા ને અભિમાન છે, પ્રત્યગ આત્માજ્ઞાન;
એ સઘળાં મળી આઠજ તત્વો, મહાકારણનાં જાણ. માયાનું.
એમ સઘળાં મળી, બ્યાસી તત્વો છે, તેજ પ્રકૃતિ ભાવ;
ગોવરધન કહે આત્મા છે જુદો, તેનો તે લઈએ લાવ. માયાનું.

માયાનું સ્વરૂપ વિચારી રે, વારે વારે કહું છું વિસ્તારી રે.
લેજો લેજો લક્ષમાં ધારી રે, માયા છે આત્માથી ન્યારી રે.
વ્યાક પોતે બ્રહ્મ માનો તો, પરોક્ષ જ્ઞાન મનાય;
હું પોતે પરિબ્રહ્મ માનો તો, અપરોક્ષ જ્ઞાન ગણાય. માયાનું.
તત ઉપાધિ માયા કહીએ, ત્વમ અવિધા માન;
બે ઉપાધિએ દ્રશ્ય તજોને, અસિપદ છે ભગવાન. માયાનું.
સ્થૂળ સુક્ષ્મ નહિ કારણ નહિને, નહિ મહા કારણરૂપ;
જાગૃત સ્વપ્ન સુષુપ્તિ હું નહિ, હું છું શુદ્ધ સ્વરૂપ. માયાનું.
જેને રે તું તો દેવ કહે છે, તે તું રે પોતે જાણ;
અન્ય તે દેવને માનતાં તે, આવે નરકની ખાણ. માયાનું.
પ્રથમ વૃત્તિ ત્યાગ કરોને, બીજી ન ઉઠવા દેશો;
વચમાં નિર્વિકલ્પ દશાનો, અભ્યાસ તે કરી લેશો. માયાનું.
તત્વમસિ છંદ છ આઠ સાતે, વિચારો વેદાન્ત વાકય;
બ્રહ્માસ્મિ તે પરમ મંત્ર છે, વિચારો વેદાન્ત વાકય. માયાનું.
પ્રજ્ઞાન આનંદ બ્રહ્મ છે એ તો, બે ત્રણ ને નવ જાણ;
અપમાત્મા બ્રહ્મ છે તે બહુ, બે, પાંચ, ઓગણી માન. માયાનું.
પંચીકરણનું તત્વ વિચારી, વેદાન્ત વાક્ય વિચાર;
ગોવરધન કહે અપરોક્ષ જ્ઞાને, મુક્તિ મળે નિરધાર. માયાનું.

# પ્રકરણ ૭ મું.

## પ્રકૃતિ માયા ત્રિગુણ પ્રકાશ.

### પ્રકૃતિના ભાગ.

૧

સૌનું કરો કરો કલ્યાણ, કૃપાનિધિ સૌનું કરો કલ્યાણ—એ રાગ.

પામે ન કોઇ પાર, પ્રકૃતિનો પામે ન કોઇ પાર;
માયા શક્તિના ત્રણ ગુણો છે, વધ્યો અતિ વિસ્તાર. પ્રકૃતિનો.
પ્રકૃતિના મુખ્ય બે ભાગો, વિષય જીવ વિચાર. પ્રકૃતિનો.
પ્રકૃતિ અંશને ચેતન અંશ છે, જીવ તણા નિરધાર. પ્રકૃતિનો.
પ્રકૃતિ અંશના ત્રણ વિભાગો, સત્વ, રજ, તમ એક તાર. પ્રકૃતિનો.
ત્રણે ગુણોના બબે ભાગો, અશુદ્ધ શુદ્ધ મળી ચાર. પ્રકૃતિનો.

૨

અશુદ્ધમાંથી મલીન અધિકને, ન્યુન એ ત્રણ પ્રકાર. પ્રકૃતિનો.
ગોવરધન કહે કોઇજ માને, સમ વિષમ પરકાર. પ્રકૃતિનો.

---

૩

### શુદ્ધ સત્વગુણનો વિસ્તાર.

રાગ—ઉપર પ્રમાણે.

સાત્વિક ગુણ વિસ્તાર, શુદ્ધ અતિ સાત્વિક ગુણ વિસ્તાર.
શુદ્ધ સત્વ ઉજ્વળ જ્ઞાન આપે, વિદ્યા અને સુવિચાર. શુદ્ધ.
વિદ્યા તણા બે ભાગ વિચારો, સામાન્ય વિશેષ સાર. શુદ્ધ.
સામાન્યને સ્વભાવિક કહીએ, જેહ યથાર્થ છે યાર. શુદ્ધ.

યથાર્થ જ્ઞાનના બે છે વિભાગો, બુદ્ધિ ને સમૃતિ ધાર. શુદ્ધ.
બુદ્ધિ તણા નવ વિભાગ પાડયા, અતિ વધ્યા વિસ્તાર. શુદ્ધ.
અનુભવ કરતાં આનંદ આપે, સમજો મનમાં સાર. શુદ્ધ.
ધારણા વિવેક શાંતિ સાથે, અવગમન આ વાર. શુદ્ધ.
બોધ ને તિવ્રતા સાથે આવે, વળી નિષ્કામ વિચાર. શુદ્ધ.
વિવેકના વળી પાડયા વિભાગો, સાંભળો નર ને નાર. શુદ્ધ.
અલોત્વને, નમ્રતાને, નિશ્ચય, શીલ એ ચાર. શુદ્ધ.
વિચારમાંથી શુભેચ્છા ને દયા, તણો વધે વિસ્તાર. શુદ્ધ.
અલોલત્વથી અચાપલ્ય પ્રગટે, નહિ સંદેહ લગાર. શુદ્ધ.
એ રીતે છે શુદ્ધ સત્વનો, ચાલે છે વ્યવહાર. શુદ્ધ.
વદે ગોવરધન વાણી એવી, સમજોને મનમાં સાર. શુદ્ધ.

---

૪

## અશુદ્ધ તત્વગુણનો વિસ્તાર.

સતગુરૂજીની આરતી—એ રાગ.

અશુદ્ધ સત્વ એ ગણો, તેનો કેવો કીધો વિસ્તાર. અશુદ્ધ.
અશુદ્ધ સત્વે ન્યુન અધિક ને, મલીન છે અજ્ઞાન;
અધિકમાંથી દીર્ઘ સુત્રીત્વ છે, ન્યુનથી આળસ જાણ. અશુદ્ધ.
અજ્ઞાન જેને અવિદ્યા કહે છે, તેથી સામાન્ય વિશેષ;
સામાન્યેથી અયથાર્થ છે, સાચો નહિ કંઈ શેષ. અશુદ્ધ.
વિશેષના છે દશ વિભાગો, તેનો કરૂં વિસ્તાર;
શીખી સમજીને તેને ત્યાગો, તેમાં ન લાભ લગાર. અશુદ્ધ.
ભ્રાન્તિ વિપર્યય વક્રતા દંભને, નિરઅંકુશતા ગર્વ;

શ્લાધા ને ક્રુરતા સાથે પરનિંદા, અવનતિ એ સર્વ. અશુદ્ધ.
ભ્રાન્તિ તણા વિભાગો જાણો, અસંભાવના એક;
બીજા ભાગો વિપરીત ભાવનારે, તમે ટાળો તો રહેશે ટેક. અશુદ્ધ.
દીર્ઘસુત્રીત્વના ત્રણ વિભાગો, તેનાં ગણાવું નામ;
વિપર્યય જ્ઞાનને અભિમતિ છે, કરો દુરાગ્રહ દૂર ઠામ. અશુદ્ધ.
અભિમતિના ઈર્ષા ને દાહ છે, તેના પડ્યા બે ભાગ;
દુરાગ્રહના સ્વતઃ પરતા છે, તેનો કરોને ત્યાગ. અશુદ્ધ.
આળસમાંથી નિરૂદ્યમતા, વિસ્મૃતિ ને પ્રમાદ;
વદે ગોવરધન અશુદ્ધ સત્વે, અતિ ઘણો ઉત્પાત. અશુદ્ધ.

---

## ૫

## શુદ્ધ રજોગુણનો વિસ્તાર.

વૈદરભી વનમાં વલવલે—એ રાગ.

શુદ્ધ રજોગુણ સમજવા, જેહ પ્રગટતા બહાર;
સુખ મળે સૃષ્ટિ વિષે, દુઃખ દુર કરનાર. શુદ્ધ.
શુદ્ધ રજોથી સંતુષ્ટતા, સત્ય જુઠ વિભાગ;
સત્ય રજો અગીઆર છે, જેમાં સુખ અથાગ. શુદ્ધ.
બુભષા ત્યાગ આનંદને, શૌચ ને આર્જવ;
ઔદાર્ય બ્રહ્મચર્ય યજ્ઞને, પ્રબંધ ને ગૌરવ. શુદ્ધ.
શમતણા ત્રણ વિભાગ છે, નીતિ અને અસ્તેય;
શૌચના બાહ્ય અંતર વળી, બેજ વિભાગ છેય. શુદ્ધ.
ઔદાર્ય આઠ વિભાગ છે, ઉત્સવ પ્રત્યુપકાર;
અલ્હાદ કીર્તિ સુસ્રુષા, આતિથ્ય દાન ઉપકાર. શુદ્ધ.

દાનના દશ વિભાગ છે, આશ્રમ આશ્રય માન;
વિદ્યા, અભય અન્ન રક્ષતા, કન્યા ગુપ્ત કલ્યાણ. શુદ્ધ.
ગોવરધન મુખથી ગણે, શુદ્ધ રજો વિસ્તાર;
આ દુનિયામાં અનુભવી, સુખે ચલવો સંસાર. શુદ્ધ.

---

૬

## અશુદ્ધ રજોગુણ વિસ્તાર.

સતગુરૂની આરતી—એ રાગ.

અશુદ્ધ રજ એ ગણો, તેનો કેવો કરૂં વિસ્તાર. અશુદ્ધ.
અશુદ્ધ રજોના ત્રણ વિભાગો, મલિન, અધિક ને ન્યુન;
મલીનમાંથી મનોરાજ્ય જ પ્રગટે, છે અધિક કામના ધુન્ય. અશુદ્ધ.
કામનાના છે બેજ પ્રકારો, અતર્ક ને પર તર્ક;
અતર્કમાંથી પ્રશક્તિ પ્રગટે, તમે તેમાં ન થાશો ગર્ક. અશુદ્ધ.
પ્રશક્તિમાંથી આશક્તિ પ્રગટે, કૃપણુતાની સાથ;
આશક્તિના સાત વિભાગો છે, તેને કદી ન કરશો હાથ. અશુદ્ધ.
પ્રતિજ્ઞા ભંગ ને મોહ સંતાપ છે, ભ્રાન્તિ ચિન્તા ને કામ;
તેની સાથે મુઢતા આવે તો, તે તો નીચા રે ગુણ છે તમામ. અશુદ્ધ.
ભ્રાન્તિથી ઉત્કર્ષણ પ્રગટે, કામના ત્રણ વિભાગ;
કામ વ્યસન ને કામાન્ધતા રે, ત્રીજો કરો નહિ વ્યભિચાર ત્યાગ. અશુદ્ધ.
પરતર્ક કેરા ત્રણ વિભાગો, સંશય ભ્રમ સંકોચ;
સંકોચથી વૈશુન્ય પ્રગટતો રે, વળી પક્ષાપાત વિરોધ. અશુદ્ધ.
ન્યુનમાંથી લોભ કાર્પણ પ્રગટે, તેમાંથી સ્વાર્થ પરાર્થ;
પરાર્થના છે સુણ વિભાગો રે, તેથી સાચો ન સરશે અર્થ. અશુદ્ધ.

માનસિક, વાચિક, કાયિક ત્રણ છે, પરાર્થના વિભાગ;
ગોવરધન એ અશુદ્ધ રજોનો, તર્ત કરોને ત્યાગ. અશુદ્ધ.

---

૭

## શુદ્ધ તમોનો વિસ્તાર.

વૈદરભી વનમાં વલવલે.

શુદ્ધ તમો ગુણ સમજવા, તેનો કેવો વિસ્તાર;
મુખ્ય રે ગુણ તો શૌર્ય છે, જેથી સુધરે સંસાર. શુદ્ધ.
શૌર્યના તેર વિભાગ છે, દ્રઢતા, ધૃતિ, ગૌરવ;
તેજ પ્રતિજ્ઞા જીગા હિંસા, ઉદ્યમ ને આદ્રવ. શુદ્ધ.
ક્ષાંતિ, તિતિક્ષા, વૈરાગ્યને, દમ, મહત્વતા તેર;
ક્ષાંતિમાં તપ ને ક્ષમા ગણો, જેમાં લીલા લ્હેર. શુદ્ધ.
જગા ઈર્ષામાંથી રક્ષતા, ઉદ્યમમાંથી અભ્યાસ;
મહત્વમાંથી બે પ્રગતા, શ્લાઘ્ય, નિંદ્ય ને ખાસ. શુદ્ધ.
દમથી જીતિન્દ્રિયત્વ છે, બ્રહ્મચર્ય છે સત;
અભ્યાસ તન મનનો કરો, વિદ્યા અને કસરત. શુદ્ધ.
એ રીતે શુદ્ધ તમો ગુણો, જરૂર કામના જાણ;
ગોવરધન કહે અનુભવે, કરશે તે તો કલ્યાણ. શુદ્ધ.

---

૮

## અશુદ્ધ તમો ગુણનો વિસ્તાર.

સતગુરૂજીની આરતી.—એ રાગ.

અશુદ્ધ તમ એ ગણો, તેનો કેવો કીધો વિસ્તાર. અશુદ્ધ.
અબના ત્રણ પ્રકાર છે, મલીન, અધિકા ને ન્યુન;

મલીન, ક્રોધ, ઉદ્યોગ છે, ન્યુન માંહેછે કલૈબ્યની ધુન્ય. અ .
ક્રોધના બેજ પ્રકાર છે, સામાન્ય ને વિશેષ;
ઉન્માદ, વ્યસન તે પ્રગટત રે, આવે સારો તેમાં સંતોષ. અશુદ્ધ.
વ્યસનના સાત પ્રકાર છે, ઈર્ષા અનીતિ ચાર;
દ્રોહ, વિપરીતતા ચુગલી રે, વ્યસન સાહસિકતા સંહાર. અશુદ્ધ.
ઉન્માદના બાર પ્રકાર છે, ઘમંડ ગર્વ વિવાદ;
પરમહત્તા પરિવર્તન પ્રભુત્વે, તેને આણો ન ઉરમાં યાદ. અશુદ્ધ.
અનીતિ દર્પ ઉપહાસ છે, દુરજનતા સંઘર્ષ;
એમાંથી એકે સારા નથી રે, તે તો હૈયે ન આપે હર્ષ. અશુદ્ધ.
પરમહત્તા બે પ્રકાર છે, હિંસાને મિથ્યા ચાર;
પરિવર્તન બાહ્ય અંતરે રે, તેના પડયાછે બેજ પ્રકાર. અશુદ્ધ.
ઉદ્યોગ ત્રણ પ્રકાર છે, અભિતિ, હઠ, નિષ્ઠુર;
કલૈબના ત્રણ પ્રકાર છે રે, તેના કાયિક તે પણ ક્રુર. અશુદ્ધ.
કલૈબના ત્રણ પ્રકાર છે, વિસ્મય, અશકિત, ભય;
અશક્તિ ન્યુન અધિક છે રે, તે તો જરીએ ન આપે જય. અશુદ્ધ.
વિસ્મય લોક પરલોક છે, ભયની અભિનિવેશ;
ગોવરધન બેજ પ્રકાર છે રે, તેના સામાન્ય ને વિશેષ. અશુદ્ધ.

૯

**શુદ્ધ, સત્વ, રજ, તમના મિશ્રિતનો વિસ્તાર.**

ગુણનો સંયોગ થયો, ગુણનો સંયોગ,
શુદ્ધ સત્વ રજ તમ ગુણનો સંયોગ.
ધર્મ, ન્યાય, સમતાછે, ત્રણ તે પ્રકાર;
સામાન્ય વિશેષ થકી, ધર્મનો વિસ્તાર. શુદ્ધ.

સામાન્યમાં સત્ય, શૌચ, દમધી અસ્તેય;
નિગ્રહ, અક્રોધ, વિદ્યા, આઠ વર્મ છેય. શુદ્ધ.
અક્રોધના ધૃતિ ક્ષમા, પાડયા બે પ્રકાર;
વિશેષ ધર્મ તણા, પાંચ તે પ્રકાર. શુદ્ધ.
યજ્ઞ, પુણ્ય, શ્રદ્ધા સાર્થ, ભક્તિ ને આચાર;
આચારમાં સદાચાર, અને શિષ્ટાચાર. શુદ્ધ.
પાંચ યમ, પાંચ નીમ, વર્ગ સદાચાર;
શિષ્ટાચાર તણા પાડયા, ચાર તે પ્રકાર. શુદ્ધ.
તપ, આર્જવ, અને, સંતોષ, સ્વાધ્યાય;
ઈશ્વર તે પ્રાણધાન, તપમાં ગણાય. શુદ્ધ.
શ્રૌત અને સ્માર્ત પડયા, યજ્ઞના બે ભાગ;
શ્રૌતમાં છે અગ્નિ હોત્ર, તણો થાય યોગ. શુદ્ધ.
સ્માર્ત તણા પંચ મહા, યજ્ઞને સંસ્કાર;
સુશ્રદ્ધાને કુશ્રદ્ધા છે, શ્રદ્ધાના પ્રકાર. શુદ્ધ.
પરા અને અપરા છે, ભક્તિના પ્રકાર;
વદે છે ગોવરધન, સમજીને સાર. શુદ્ધ.

૧૦

**અશુદ્ધ સત્વ, રજ, તમો ગુણ મિશ્રણ, વિસ્તાર.**

ગુણનો સંયોગ થયો, ગુણનો સંયોગ,
અશુદ્ધ તે સત્વ, રજ, તમનો સંયોગ.
ધર્મ, ન્યાય, સમતા છે, ત્રણ છે પ્રકાર;
ન્યાયમાંથી વ્યવહાર, સ્વપર પ્રકાર. અશુદ્ધ,

સ્તુતિ, નિષ્કપટતા, સમતા પ્રકાર;
સ્વ સંબંધી ત્રણ ભાગ, સો સુણો ચાર. અશુદ્ધ.
કહિત વિહિતવે રહીત ઉર ધાર;
પરના સંબંધી ત્રણ, પાડયા છે પ્રકાર. અશુદ્ધ.
રાજ અને સમાજ છે, કુટુંબ વિચાર;
વિહિતના સાત વળી, પાડયા છે પ્રકાર. અશુદ્ધ.
યોગ્યતા પૌરસ અને, ઉન્નતિ વિચાર;
પ્રીતિ માર્દવ યશ, ધ્રુવતા સુધાર. અશુદ્ધ.
રાજ્યતણા ખટભાગ, કીર્તિ ને પ્રીત;
સુ સંબંધ કૃતજ્ઞતા, વિવેચન ઉન્નિત. અશુદ્ધ.
ઉન્નતિમાં વિધાતન, મન ધન ચાર;
વળી દેશ અને રાજય, બેજ છે પ્રકાર. અશુદ્ધ.
પ્રીતિતણા બેજ ભાગ, અશુદ્ધ ઉત્તમ;
વળી સ્વાભાવિક અને, કીધા છે કૃત્રિમ. અશુદ્ધ.
અનિહિત્વિ દાતાપણું, કૃતજ્ઞ પ્રકાર;
વદે છે ગોવરધન, સમજોને સાર. અશુદ્ધ.

---

૧૧

**અશુદ્ધ સત્વ, રજ, તમ, મિશ્રિત વિસ્તાર.**

ગુણનો સંયોગ થયો, ગુણનો સંયોગ,
અશુદ્ધ તે સત્વ, રજ, તમનો સંયોગ.
તેથી અહંકાર, તેના ત્રણ તે પ્રકાર;
અધર્મ, અન્યાય છે, અસમતા વિચાર.

અધર્મના બે પ્રકાર, સામાન્ય, વિશેષ,
સામાન્યના ચાર ભાગ, પાડયા બહુ બેશ. અશુદ્ધ.
અસત્ય, અનિત્ય ઇચ્છા, મલીનતા, ક્રોધ;
અનિત્ય ઇચ્છામાં સ્તેય, અશક્તિ નિરોધ. અશુદ્ધ.
મલીનતાથી નિંદા અને, ક્રોધે અવિચાર;
અસત્ય, અવિદ્વતાથી, સઉનો સંહાર. અશુદ્ધ.
વિશેષતણા છે પાંચ, અસદ્ આચાર;
અનાર્યત્વ, કુશ્રદ્ધા ને, પાપ અરિભાર. અશુદ્ધ.
દુરાચાર, અનાચાર, જે અસદાચાર;
પાપમાંથી દુષ્ટ કામ, કરે છે સંહાર. અશુદ્ધ.
અનાર્યે અશુચિવૃત, છેજ પરિવાર;
કુશ્રદ્ધાથી કુવિશ્વાસ, થાય છે તૈયાર. અશુદ્ધ.
દુષ્ટ કામ, ક્રોધ, મદને વિનાશ;
ઇર્ષા ને મદ મોહ, સાત તજો ખાસ. અશુદ્ધ.
વિનાશના બેજ ભાગ, સ્વપર વિનાશ;
સ્વકૃત ને પરકૃત્ય, તેથી થયા ખાસ. અશુદ્ધ.
એવી રીતે મિશ્રિતનો, થયો છે વિસ્તાર;
વદે છે ગોવરધન, સમજોને સાર. અશુદ્ધ.

---

૧૨

**અશુદ્ધ સત્વ, રજ, તમ, મિશ્રિત વિસ્તાર.**

ગુણનો સંયોગ થયો, ગુણનો સંયોગ,
અશુદ્ધ તે સત્વ, રજ, તમનો સંયોગ.

તેથી અહંકાર તેના, ત્રણ તે પ્રકાર;
અધર્મ અન્યાય છે, અસમતા વિચાર. અશુદ્ધ.
તેમાંથી પ્રગટ થયો, અસદ્ વ્હેવાર;
સ્વપર સંબંધી એવા, પાડયા બે પ્રકાર. અશુદ્ધ.
સ્વ સંબંધી અનર્થને, અનીતિ પ્રકાર;
કુવૃત્તિ, વ્યસન આશા, અસંતોષ એ ચાર. અશુદ્ધ.
અનીતિમાં ચાડી અને, અન અધિકાર;
અનાદર વ્યભિચાર, ચાર છે પ્રકાર. અશુદ્ધ.
અનર્થથી અસત્ય ને, તેના પાંચ ભાગ;
પ્રવચન, માયા, છળ, કપટ ને ત્યાગ. અશુદ્ધ.
કુવૃત્તિના આઠ, લાંચ, સ્વાંગ, વ્યભિચાર;
કુભિક્ષા ને ખુશામત, કપટ જુગાર. અશુદ્ધ.
જુગારથી ચોરી ત્રણ, જાત વ્યભિચાર;
પરસ્ત્રી, સૃષ્ટિ વિરૂદ્ધ, અને બળાત્કાર. અશુદ્ધ.
વ્યસનતણા છે ભાઇ, ભાગ અગિયાર;
સેવક મોટાઈ તન, મંન કામંધાર. અશુદ્ધ.
તજો મોહ, ક્રોધ, નિશો, ધન ને વિષય;
કરોને ગોવરધન, મદ શત્રુ ક્ષય. અશુદ્ધ.

---

૧૩

**અશુદ્ધ સત્વ, રજ, તમ, મિશ્રણનો વિસ્તાર.**

ગુણનો સંયોગ થયો, ગુણનો સંયોગ,
અશુદ્ધ તે સત્વ, રજ, તમનો સંયોગ.

તેથી અહંકાર તેના, ત્રણ છે પ્રકાર,
અધર્મ અન્યાય છે, અસમતા વિચાર. અશુદ્ધ.
નિંદનીય મહત્વ, વિષમતા વિચાર;
વ્યર્થતા એ ત્રણ છે, અસમતા પ્રકાર. અશુદ્ધ.
વિષમતામાંથી થયો, અન અધિકાર;
નિંદનિય મહત્વના, ત્રણ છે પ્રકાર. અશુદ્ધ.
પાશ, મદ, ઇષણાનો, કરોને સંહાર;
ઇષણાના પુત્ર, વિત્ત, નારી એ પ્રકાર. અશુદ્ધ.
વ્યર્થતાથી પ્રગટયો છે, નિરર્થ સંકલ્પ;
દુર પુર કામના તે, બીજો ભાગ અલ્પ. અશુદ્ધ.
પાશતણા સાત ભાગ, ઘૃણા, શંકા, ભય;
મિથ્યા, કુલ, શીલ, વીત્ત, તેનો કરો જય. અશુદ્ધ.
મદતણા નવ ભાગ, કુલ, શીલ, ધન;
રૂપ, બળ, રાજ્ય, વિદ્યા, આશ્રમ, યૌવન. અશુદ્ધ.
ગર્વતણા બીજા પાંચ, અવિદ્યા ને રાગ;
અસ્મિતા અભિનિવેશ, દ્વેષ કરો ત્યાગ. અશુદ્ધ.
એવી રીતે માયાતણા ગુણનો વિસ્તાર;
કહેછે ગોવરધન, સમજોને સાર. અશુદ્ધ.



# પ્રકરણ આઠમું.

## સંગીત શ્રીમદ્ ભગવદ્ગીતા.

### અધ્યાય ૧ લો. અર્જુન વિષાદયોગ.

પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાશે.—એ રાગ.

સંભળાવું ગીતા સાર, કાળા કૃષ્ણ કહે, કૃષ્ણ કહે.
સંશય કરજો સંહાર, અર્જુન એમ વદે એમ વદે.
કૌરવ, બંધુ, કાકા, મામા, દ્રોણ, ભીષ્મ, લડનાર;
તે સઘળાને કેમ હણું, મુજ જીવતરને ધિક્કાર. અર્જુન એમ વદે.
શું કરવું છે રાજજ મારે, શાને લઉં હું પાપ;
ધર્મ કર્મમાં, રહીને હું તો, જપું તમારો જાપ. અર્જુન એમ વદે.
કુળતણો તે નાશ થવાથી, ધર્મ સનાતન નાશ;
નારી દુરાચારી પ્રગટે, વર્ણતણો વિનાશ. અર્જુન એમ વદે.
વર્ણ ભંગથી, કુળ હણનારા, પડે નરકની ખાણ;
મને કૌરવો મારી નાંખે, તેમાં મુજ કલ્યાણ. અર્જુન એમ વદે.
એવી રીતે ખેદ આણીને, સ્તબ્ધ થયા તૈયાર;
સ્થાનકપર બેસીને નીચે, નાંખ્યાં સૌ હથિયાર. અર્જુન એમ વદે.
પહેલો અધ્યાય પુરો થયો આ, કૃષ્ણાર્જુન સંવાદ;
ગોવરધનના ગુરૂએ કીધાં, ઉપનિષદને યાદ. અર્જુન એમ વદે.
અંતરવૃત્તિ શુદ્ધ કરીને, સાથે બેઉ કરજોડ રે;
શોર કરી સૌ સાથે બોલો, જય જય શ્રી રણછોડ. અર્જુન એમ વદે.

———

## અધ્યાય બીજો.

### સાંખ્યયોગ.

સારૂં સારૂં રે સુરત શહેર, મુંબાઈ અલબેલી.—એ રાગ.

સંશય કરજો સંહાર, અર્જુન એમ વદે;
ગુણવંતું ગીતાજ્ઞાન, કાળા કૃષ્ણ કહે.
બીજો અધ્યાય સાંખ્ય યોગમાં, કહેછે શ્રી ભગવાન રે;
હે અર્જુન તું મોહ ધરીને, કેમ બન્યો નાદાન. કાળા કૃષ્ણ કહે.
મોહથકી અપકીર્તિ થાશે, સ્વર્ગતણો અટકાવ રે;
હૃદયતણી નબળાઇ તજીને, ઝટપટ ઉભા થાવ. કાળા કૃષ્ણ કહે.
અર્જુન કહેછે અરે પ્રભુજી, ભીષ્મ દ્રોણ ગુરૂ થાય રે;
ભીક્ષાનું ભોજન સારૂં પણ, તેને કેમ હણાય. અર્જુન એમ વદે.
હું જીતું કે તેઓ જીતે, લાભ નથીજ લગાર રે;
પુજ્ય પુરૂષને જે હણુતા, તે પડે નરક મોઝાર. અર્જુન એમ વદે.
માટે મારા કૃષ્ણ પ્રભુજી, ભાગો મન સંદેહ રે;
શેમાં મારૂં શ્રેય રહ્યું છે, નિશ્ચય કહોને તેહ. અર્જુન એમ વદે.
જેનો શોક ઘટે નહિં તુજને, તેતો તું કરનાર રે;
મરણ જીવીતનો શોક ન કરતા, પંડિતમાં ખપનાર. કાળા કૃષ્ણ કહે.
હું તું ને સઘળા રાજાઓ, જન્મ્યાતા બહુવાર રે;
જ્ઞાનવિના સઘળા રાજાઓ, હવે પછી થાનાર. કાળા કૃષ્ણ કહે.
દેહધારીને દેહતણી તો, ત્રણ અવસ્થા થાય રે;
દેહ છુટેથી દેહજ મળશે, જ્ઞાને મોક્ષ પમાય. કાળા કૃષ્ણ કહે.

ઇન્દ્રિયોના વિષય અંત્ય છે, વિષય સ્પર્શ જે થાય રે;
ટાઢ, તાપને સુખ દુઃખને, સહન કરો સદાય. કાળા કૃષ્ણ કહે.
સુખ દુઃખ છે સમાન જેને, નથી વિષય પિડાય રે;
તેવા ધીર પુરૂષો મોક્ષે, જાવા જોગ જણાય. કાળા કૃષ્ણ કહે.
અસતતણી સત્તાજ નથી ને, નથી સત્યનો નાશ રે;
જે આત્મા બ્રહ્માંડે વ્યાપ્યો, તેતો છે અવિનાશ. કાળા કૃષ્ણ કહે.
નાશ રહિતને નિત્યજ આત્મા, અમાપ તે કહેવાય રે;
અજ્ઞાનીથી હણાવનારો, હણનારો સમજાય. કાળા કૃષ્ણ કહે.
છેજ અનાદિ નિત્ય અજન્મા, શરીરનેજ હણાય રે;
એમ જાણે તે કોને હણતો, હણાય કેમ કહેવાય. કાળા કૃષ્ણ કહે.
હણનારો કે હણાયલો છે, માને તે અજ્ઞાન રે;
મૃત્યુ થાતાં વસ્ત્રો બદલે, જુનો થએલો જાણ. કાળા કૃષ્ણ કહે.
શસ્ત્ર થકી છેદાય નહિ તે, બાળી નહિ શકાય રે;
અચળ સ્થિર છે વ્યાપક આત્મા, સનાતન કહેવાય. કાળા કૃષ્ણ કહે.
આત્મા તો દૃષ્ટે નહિ પડતો, મનથી નહિ કલ્પાયરે;
અવિકારી છે આત્મા પોતે, શાને શોક ધરાય. કાળા કૃષ્ણ કહે.
જન્મેલાને મૃત્યુ નક્કી, મરણે જન્મ પમાય રે;
એવું સમજી અર્જુન મારા, કરો ન શોક કદાય. કાળા કૃષ્ણ કહે.
આદિ જીવ અપ્રગટ રહે છે, મધ્યે પ્રગટ થાય રે;
મૃત્યુ પછી તો સર્વે આત્મા, અદૃશ્ય તો થઈ જાય. કાળ કૃષ્ણ કહે.
ક્ષત્રિયે તો યુદ્ધ થકી તે, ચળીત કેમ થવાય રે;
ધર્મયુદ્ધ કરતાં નવ હઠતો, તે ક્ષત્રી કહેવાય. કાળા કૃષ્ણ કહે.

જીત થતાં તે જશ મળશે ને, મોતે સ્વર્ગ પમાયરે;
આ વખતે જો લડશો નહિં તો, અપકીર્તિ બહુ થાય. કાળા કૃષ્ણ કહે.
હારીને નાઠેલો ગણશે, અપશબ્દો ઉચ્ચાર રે;
મેણાં મારી માનજ હરશે, દેશે દુઃખ અપાર. કાળા કૃષ્ણ કહે.
સુખ દુઃખમાં સમાન વૃત્તિ, હાનિ લાભ સમાન રે;
જય પરાજય સમાન માની, ઝાલો કરમાં બાણ. કાળા કૃષ્ણ કહે.
સાંખ્ય જ્ઞાન તો મેં સંભળાવ્યું, સુણો યોગનું જ્ઞાનરે;
કર્મ યોગ નિષ્કામ ગણાયે, નહિં સમજે નાદાન. કાળા કૃષ્ણ કહે.

ફળની ઇચ્છા છોડી દઇને, કરો તમે નિષ્કામ રે;
ધર્મ પ્રમાણે ફરજ બજાવો, તે ઠરવાનો ઠામ. કાળા કૃષ્ણ કહે.
ફળને માટે કાર્ય કરે જે, આસક્તિજ અપાર રે;
તેઓની બુદ્ધિ નિશ્ચિતને, સ્થિર નહિં થાનાર. કાળા કૃષ્ણ કહે.
વાદ વિવાદે જેની પ્રીતિ, મોટા ઐશ્વર્ય ભોગ રે;
સુખ સમાધિ દૂર જશે ને, અંગે અદકો રોગ. કાળા કૃષ્ણ કહે.
ત્રણ ગુણથી રહિત થા તું, સુખ દુઃખથી થા દુર રે;
ચિત્ત શુધ્ધિને ક્ષેમ વગરના, આત્મામાં ભરપુર. કાળા કૃષ્ણ કહે.
તું અધિકારી કર્મ તણો છે, ફળનો નહિં અધિકાર રે;
આસક્તિ તજી દઇને સર્વે, ફરજ બજાવો યાર. કાળા કૃષ્ણ કહે.
સર્વે ઇચ્છા ત્યાગ કરીને, આત્મામાં સંતોષ રે;
સ્પૃહા અને ઉદ્યોગ વગરના, થઇને તજજો દોષ. કાળા કૃષ્ણ કહે.
રાગ, દ્વેષ, શંકાને ભય સૌ, તજો ક્રોધતા ક્રુર રે;
મન ઇન્દ્રિને ખેંચી લઇને, રહો બ્રહ્મ ભરપુર. કાળા કૃષ્ણ કહે.

વિષય ધ્યાનથી આસક્તિ છે, ઇચ્છા ક્રોધિત ત્રાસ રે;
ક્રોધ થકી છે મોહ, ભ્રમણા, બુધ્ધિ પુરૂષનો નાશ. કાળા કૃષ્ણ કહે.
રાગ, દ્વેષથી રહિત રહેજે, આત્માને આધિન રે;
મન વશ કરીને કર્મ કરે તે, શાંતિમાં સૌ દિન. કાળા કૃષ્ણ કહે.
અસ્થિર ચિત્તવાળાની બુદ્ધિ, શુદ્ધ કદી નવ થાય રે;
ધ્યાન રહે નહિં યોગ સમાધિ, શાંતિ સૌ દૂર જાય. કાળા કૃષ્ણ કહે.
સર્વ પ્રાણીની જ્યારે રાત્રી, યોગી દિવસ ગણાય રે;
સર્વ પ્રાણીનો દિવસ થાય તવ, યોગી રાત મનાય. કાળા કૃષ્ણ કહે.
વિષય મહિં પ્રવેશ કરો પણ, રહો અચળ એકાંત રે;
વિષય તણી ઇચ્છાજ તજીને, સદા રહોને શાંત. કાળા કૃષ્ણ કહે.
ઇચ્છા, મમતા, સ્પૃહા, નિવારી, ટાળોને અભિમાન રે;
આદિ, અંતમાં આવી સ્થિતિ તે, થાય બ્રહ્મ નિરવાણ. કાળા કૃષ્ણ કહે.
સાંખ્ય યોગ તો પૂર્ણ થયો જે, પૂર્ણ બીજો અધ્યાય રે;
ગોવરધન કહે ગુરૂ જ્ઞાનથી, સદાય શાંતિ થાય. કાળા કૃષ્ણ કહે.
અંતર વૃત્તિ શુદ્ધિ કરીને, સાથે બેઉ કર જોડ રે;
શોર કરી સૌ સાથે બોલો, જય જય શ્રી રણછોડ. કાળા કૃષ્ણ કહે.

---

## અધ્યાય ત્રીજો.

### કર્મયોગ.

લખજો કાગળીઆં રે પ્રેમનાં—એ રાગ.

કરવા સંશય સંહાર રે, અરજુન એમ વદે, એમ વદે.
સૌ ઉપનિષદનો સાર રે, કાળા કૃષ્ણ કહે, કૃષ્ણ કહે.

## સાખીઓ.

કે સાંખ્ય યોગ તે પૂરો થયો જે, પૂર્ણ બીજો અધ્યાય;
કર્મ યોગ તે સૂણજે અર્જુન, છે ત્રીજો અધ્યાય રે. કાળા કૃષ્ણ કહે, કૃષ્ણ કહે.
કે આપજ માનો કરમથી, જ્ઞાન શ્રેષ્ઠ ને શુદ્ધ;
તો શા માટે મુજને, તમે કરવા કહો છો યુદ્ધ રે. અરજુન એમ વદે એમ વદે.
કે ગુંચવણીઆ વચનો કહી, મોહ પમાડો કેમ;
એક વાત નિશ્ચયથી કહોને, હું તો તરતજ ચાલું તેમ રે. અરજુન.
કે દુનિયાંમાં બે મારગ છે, કરમ જ્ઞાન બે યોગ;
કરમ તજ્યાથી મુક્ત થાય, પણ નહિ સન્યાસે જોગ રે. કાળા કૃષ્ણ કહે.
કે કરમ વિના ચાલે નહિં, પ્રકૃતિ ગુણ પ્રભાવ;
બળાત્કારે જનને, તેતો ધરે કરમપર ભાવરે. કાળા ”
કે ઇન્દ્રિ રોગ વિષયતણું, મને સ્મરણ જો થાય;
મોક્ષ કદી મળશે નહિં, તેની ઢોંગીમાં ગણત્રી થાય. કાળા ”
કે મન ઇન્દ્રિ તાબે કરી, ફળ ઇચ્છાનો નાશ;
સહસ્ર કરમ કરવા છતાં, તે તો થાએ પ્રભુનો દાસ રે. કાળા ”
માટે શાસ્ત્ર કર્મ જે, બતાવીયાં જે હોય;
યજ્ઞ કાજ કર્મો કરોરે, બીજાં કર્મો તે બંધન હોય રે. કાળા ”
કે બ્રહ્મા કહે પ્રજા તણી, યજ્ઞે વૃદ્ધિ થાય;
યજ્ઞ થકી ઇચ્છિત મળે, અને સુખી રહેશો સદાય રે. કાળા ”
કે યજ્ઞ થકી તો દેવનું, રક્ષણ પોષણ થાય;
દેવો તૃપ્ત થવા થકી, પુરા ઇચ્છિત ભોગ પમાય રે. કાળા ”

કે યજ્ઞ તણી તો શેષથી, પાપ મુક્ત થઇ જાય;
નીજ માટે રાંધતા, તે તો પાપ મહીં પીડાય રે. કાળા ”
કે કર્મોથી છે યજ્ઞને, યજ્ઞ થકી વર્ષાદ;
વર્ષાથી તો અન્ન છે, એવો વેદ મહીં છે વાદ રે. કાળા ”
કે વેદ થકી તો કર્મ છે, બ્રહ્મ થકી છે વેદ;
યજ્ઞ મહીં તો બ્રહ્મ વસે છે, નથી તેમાં ભેદાભેદ રે. કાળા ”
કે આ રીતે ચક્કર ફરે, પાળે નહિ પળવાર;
મન ઇન્દ્રિ પાપો કરે, તેના જીવતરને ધિક્કાર. કાળા ”
કે આનંદી આત્મા મહી, તૃપ્ત પ્રભુની માંહે;
પૂર્ણ થયો તેને નથી, રહેતું કર્તવ્ય બાકી કાંય રે. કાળા ”
કે માટે ફળ ઇચ્છા તજી, સત્ કર્મો જો થાય;
જન કલ્યાણી દ્રષ્ટિથી, પુરા પ્રેમથી મોક્ષ પમાય રે. કાળા ”
કે શ્રેષ્ટ પુરૂષ તો જે કરે, કરે તેમ સૌ લોક;
મોટા થઇ પાપો કરે, ત્યારે તેનું તો જીવ્યું ફોક રે. કાળા ”
કે મારે કાંઇ કરવું નથી, નહિં મેળવવા આશ;
લોકોને સમજાવવા, હું તો કર્મ કરૂં છું ખાસ રે. કાળા ”
કે કર્મ તજી દુનીયા બધી, કર્મ થકી મૂકાય;
વ્યવ્હાર તો ચાલે નહિં, તેથી પૃથ્વી તે પ્રલે થાય રે. કાળા ”
કે આસક્તિ તો કર્મની, છોડો મારા વીર;
હું તું મમતા ત્યાગીને, તમે શાંત રહો ગંભીર રે. કાળા ”
કે ગુણતો ગુણમાં વર્તતા, ઇન્દ્રિ વિષયમાં જાય;
ગર્વ ટળે કર્તા તણો, જેથી રહેશો શાંત સદાય રે. કાળા ”

કે મુજને સૌ અર્પણ કરો, પૂર્ણ રાખી પ્રેમ;
શોક તજી યુદ્ધ ચઢો, તમે બેસી રહ્યા છો કેમ રે. કાળા ”
કે રાગ દ્વેષ વશ નવ થશો, પાળો વર્ણાશ્રમ;
બીજાથી પોતા તણો, ગણો ધર્મ ઘણો ઉત્તમ રે. કાળા ”
કે તૃષ્ણાથી જ્ઞાનજ ટળ્યું, મન બુદ્ધિ તે સ્થાન;
ઇન્દ્રિજીત તૃષ્ણા હણો, જેથી મળેછે જ્ઞાન વિજ્ઞાન રે. કાળા ”
કે તનથી ઇન્દ્રિ શ્રેષ્ટ છે, ઇન્દ્રિથી મન શ્રેષ્ટ;
મનથી બુદ્ધિ શ્રેષ્ટ છે, તેજ સર્વથી આત્મા શ્રેષ્ટ રે. કાળા ”
કે કર્મ યોગ છે આ રૂડો, કહ્યો તુજને સાર;
ગોવરધન ગુરૂ જ્ઞાનથી, અરે થાશે સૌ ઉદ્ધાર રે. કાળા ”
અંતર શુદ્ધિ આણીને, સાથે બેઉ કર જોડ;
શોર કરી સૌ સાથે બોલો, ભાઇ જય જય શ્રી રણછોડ રે. કાળા ”

---

## અધ્યાય ચોથો.

### જ્ઞાન વિભાગ યોગ.

શ્રીજી ભર શિયાળોરે મને ઉનાળો ભાસે—એ રાગ.

અર્જુન પ્રશ્ન પુછે છે રે, અંતર સંશય જે જે આવે;
કાળા કૃષ્ણ પ્રભુજી રે, ગીતા જ્ઞાન ઘણું સમજાવે.
સુણ અર્જુન આ અક્ષય યોગજ, સૂરજને સંભળાવ્યો;
તેને મનુને મનુએ ઇક્ષુ, ગુપ્ત ભેદ બતલાવ્યો. કાળા કૃષ્ણ કહે
અર્જુન કહે છે આદિ સુરજ, પછી આપ તેજ નમો;
શી રીતે સુરજને આપ્યું, એ સંશય મુજ મનમાં. અર્જુન એમ વદે

કૃષ્ણ કહે છે મારા તારા, અનેક જન્મો જાણું;
જન્મ મરણથી રહિત આત્મા, તું કયાંથી પરમાણું. કાળા કૃષ્ણ કહે.
જ્યારે જ્યારે સત્ય ધર્મની, પડતી જગમાં ઝાર;
સાધુ જનનું રક્ષણ કરવા, ધરે પ્રભુ અવતાર. કાળા ”

દુષ્ટોનો સંહાર કરે ને, ધર્મતણું સ્થાપન;
યુગે યુગે હું અવતરીને, સુખી કરૂં સજ્જન. કાળા ”
દિવ્ય જન્મ મુજ દિવ્ય કર્મને, યથાર્થ રીતે જાણે;
પુનર્જન્મ તો પામે નહિં ને, મુક્તિ સુખ તો માણે. કાળા ”
ક્રોધ, બીક ને આસક્તિથી, જે કોઇ મુક્ત થએલા;
મારો આશ્રય કરતા મુજમાં, જે આસક્ત થએલા. કાળા ”
જ્ઞાન તપેથી શુદ્ધ થએલા, વળગે ઉત્તમ કામે;
તન, મન, ધન, સૌ અર્પણ કરતા, તે તો પ્રભુને પામે. કાળા ”
જે પ્રકારે પ્રભુને ભજતા, તેને ભજે પ્રભુ તેમ;
સર્વ ભક્તોના દાસ બને પ્રભુ, એવો પ્રભુનો નેમ. કાળા ”
ગુણ, કર્મ તપાસી પ્રભુએ, વર્ણ બનાવી ચાર;
નિયમ વ્યવસ્થા સુખથી ચાલે, સઘળો આ સંસાર. કાળા ”
પ્રભુ અકર્તા, પ્રભુ અવિકારી, તોપણ કર્તા જાણ;
પ્રભુને કર્મો લેપ નથી ને, નથી સ્પૃહા નિરવાણ. કાળા ”
એવું જાણી બંધન તોડી, યુદ્ધ કારમું કરજે;
કર્મ અને અકર્મ કહું હું, તે તું કાને ધરજે. કાળા ”
કર્મ મહિં અકર્મ જુએ જે, અકર્મ મહિં જે કર્મ;
કર્મ કરે પણ યોગી જાણો, બુદ્ધિવાનનો ધર્મ. કાળા ”

કર્મ ફળો આસક્તિ તજીને, આશ્રય ઇચ્છા રહિત;
કર્મ કરે પણ કાંઇ ન કરતાં, શુભ સંતોષી ચિત્ત. કાળા કૃષ્ણ કહે.
કોઈ ચીજની ઇચ્છા નહિ ને, ચિત્ત મન કબજે કરીઆં;
કોઇ જાતનો સંગ્રહ ન કરે, કર્મે પાપ ન ધરીઆં. કાળા ”
વગર પ્રયત્ને જે કંઈ મળતું, જેમાં છે સંતોષ;
સુખ દુઃખ પ્રાપ્તિ સમતા ધરતાં, કરે કર્મ નહિં દોષ. કાળા ”
સંગ રહિત ને મુક્ત થાય જે, જ્ઞાને સ્થિર વિશ્વાસ;
યજ્ઞો અર્થે કર્મ કરે જે, તેનાં કર્મો નાશ. કાળા ”
સર્વ પ્રકારે બ્રહ્મ મહિ તે, રાખે બુદ્ધિ નિત્યે;
તે તો બ્રહ્મની માંહ્ય ભળે છે, કરે કરે સુ રીતે. કાળા ”
દેવ યજ્ઞ કરે છે કોઇ, કોઇ તો બ્રહ્મ યજ્ઞે;
ઇન્દ્રિયોનો હોમ કરે કોઇ, શબ્દ, દ્રવ્યનો યજ્ઞે. કાળા ”
યોગ રૂપ તે યજ્ઞ કરે કોઇ, કોઇ યજ્ઞ અભ્યાસ;
જ્ઞાન રૂપ કોઈ યજ્ઞ કરે છે, યજ્ઞ વ્રતો રૂપ ખાસ. કાળા ”
અપાન માંહી પ્રાણ હોમે, પ્રાણ માંહી અપાન;
પ્રાણાયામ કરે અષ્ટ પ્રકારે, થાતા બ્રહ્મ સમાન. કાળા ”
નિયમિત અહાર કરીને, હોમે પ્રાણે પ્રાણ;
સર્વે યજ્ઞો શ્રેયસ માનો, કરતા સૌ કલ્યાણ. કાળા ”
દ્રવ્ય યજ્ઞથી સર્વે જાણો, જ્ઞાન યજ્ઞ ઉત્તમ;
અખીલ કર્મમાં જ્ઞાન મહી તે, સમાવેશ છે સમ. કાળા ”
પ્રણામ કરીને પ્રશ્ન પૂછીને, મેળવ સાચું જ્ઞાન;
તત્વજ્ઞાની બ્રહ્મ ગુરૂનું, સાચવજે સન્માન. કાળા ”

પાપીમાં પાપીજન હોયે, જ્ઞાને શુદ્ધજ થાય;
જ્ઞાનાગ્નિ મળતાં તો ઝટપટ, સર્વ કર્મ બળી જાય. કાળા કૃષ્ણ કહે.
અજ્ઞાની ને શ્રદ્ધાહીણ જે, સંશયનો જે દાસ;
સાચું જ્ઞાનજ કદી ન જેને, નક્કી તેનો નાશ. કાળા ”
યોગે કર્મો ત્યાગ કર્યાં ને, જ્ઞાને સંશય છેદ;
આત્મ નિગ્રહ પોતે કીધો, નહિં બંધન કે ભેદ. કાળા ”
જ્ઞાન વિભાગજ યોગજ પૂરો, ચોથો તે અધ્યાય;
ગોવરધન પ્રભુ કૃષ્ણ ગુરૂને, પ્રેમે લાગો પાય. કાળા ”

---

## અધ્યાય પાંચમો.

### કર્મ સંન્યાસ યોગ.

રાગ—માઢ.

અર્જુનજી પૂછે, કૃષ્ણજી કહે છે, ગુહ્ય ગીતાનું જ્ઞાન;
કર્મ અને સન્યાસ યોગ છે, પંચમને અધ્યાય.
સ્થિર ચિત્ત રાખી સાંભળો તો, શુદ્ધ જ્ઞાન થઈ જાય રે. અર્જુનજી.
કર્મ ત્યાગ તે તમે વખાણ્યો, કર્તા કર્મ વખાણ;
એ તો સંશય મોટો ઉપજે, શેમાં છે કલ્યાણ રે. અર્જુનજી.
કર્મ યોગ ને કર્મ ત્યાગ એ, બેઉથી શ્રેય થનાર;
કર્મ યોગ છે વિશેષ સારો, સુધરે છે વ્યવહાર રે. અર્જુનજી.
દ્વેષ ધરે નહિં ઇચ્છા ન કરે, સંન્યાસી કહેવાય;
સુખ દુઃખથી જે રહીત થાય છે, બંધન મુક્ત ગણાય. અર્જુનજી.
જ્ઞાન મારગ સાંખ્ય યોગ છે, યોગ માર્ગ નિષ્કામ;
ગમે તેમાં જો સ્થિર થાએ તો, મળે મોક્ષનું ઠામ રે. અર્જુનજી.

સાંખ્ય ને યોગજ સમાન જાણો, જુદાપણું અજ્ઞાન;
કર્મ યોગ વિણ, ત્યાગ કઠણ છે, સ્હેલ બ્રહ્મનું ભાન રે. અર્જુનજી.
કર્મ યોગમાં જે જોડાયો, જેની બુદ્ધિ શુદ્ધ;
આત્માને જે વશ કરનારો, ઇન્દ્રિનો નિરોધ રે. અર્જુનજી.
સૌ આત્માને સમાન માને, પર દુઃખે પીડાય;
અભેદ દ્રષ્ટિ કર્મ કરે પણ, કર્મે નહિં લેવાય રે. અર્જુનજી.
ઇન્દ્રિયો વિષયોમાં વર્તે, આત્મા રહે છે દૂર;
ખાવું, પીવું ઓઢ્યું કરે પણ, બ્રહ્મ મહીં ભરપૂર રે. અર્જુનજી.

શુદ્ધિ માટે કર્મજ કરવાં, કરી ઇચ્છાનો ત્યાગ;
આત્માને નહિં લેવા દેવા, તજીયાં દ્વેષ ને રાગ રે. અર્જુનજી.
કર્મ અને ફળના સંયોગો, કરતા નહિં પરમેશ;
સ્વભાવથી ઉત્પન્ન થાય, લે: નહિં પાપનો લેશ રે. અર્જુનજી.
જ્ઞાન અને અજ્ઞાન થકી તે, જીવો પામે મોહ;
આત્મ જ્ઞાન પ્રગટે છે જ્યારે, રહેતો નહિં કદી રોહ રે. અર્જુનજી.
પરિબ્રહ્મ પરાયણ રહે છે, દોષો કીધા દૂર;
મોક્ષ પરમપદ તેને મળશે, જાણો સર્વે જરૂર રે. અર્જુનજી.

એવા જ્ઞાની સમ દ્રષ્ટિમાં, બ્રાહ્મણ કે ચંડાળ;
ગાય હાથી કે કૂતરામાં, સમતા છે સૌ કાળ રે. અર્જુનજી.
પ્રિય પદાર્થે હર્ષ ન પામે, અપ્રિયમાં નહિં શોક;
આસક્તિ વિણ ભોગવે છે, સૃષ્ટિના સુખ ભોગ. અર્જુનજી.
કામ, ક્રોધ ને સહન કરે છે, આત્મામાં આરામ;
આત્મા જ્યોતિ પ્રકાશિત છે, પાપો ક્ષીણ તમામ રે. અર્જુનજી.

ચિત્ત જેનું પોતાને વશ છે, પ્રાણીમાત્રનું હિત;
ભ્રમરમાંહિ તે સ્થિર રહે છે, કામ, ક્રોધથી રહિત રે. અર્જુનજી.
યજ્ઞ અને તપનો ભોગી છે, પ્રાણી માત્રનો મિત્ર;
સર્વ લોકનો મહાન ઇશ્વર, શાન્તિ પામે નિત્ય રે. અર્જુનજી.
એ રીતે પંચમ અધ્યાય, કહ્યો કર્મ સંન્યાસ;
ગોવરધન કહે કૃષ્ણ ગુરૂના, બનો સદાના દાસ. અર્જુનજી.

---

## અધ્યાય છઠ્ઠો.

### આત્માના સંયમનો યોગ.

ગાડી આવી ગુજરાત, અગન કેરી ગાડી આવી.—એ રાગ.

ઉપજ્યો છે સંશય ઉર, અર્જુન પ્રશ્ન પૂછે છે;
જ્ઞાન થકી ભરપુર, કૃષ્ણજી ગીતાજી કહે છે.
ફળ ઇચ્છા વિણ કર્મી તે, સંન્યાસી કહેવાય;
ક્રિયાઅગ્નિ ત્યાગતાં, તે તો યોગી નહિંજ ગણાય, કૃષ્ણજી ગીતા કહે છે.
યોગી, સંન્યાસી એક છે, કર સંકલ્પો ત્યાગ;
આસક્તિને ત્યાગતાં, મળે યોગ માર્ગમાં નાગ. કૃષ્ણજી.
કરી આત્મા ઉદ્ધારને, કરવો નહિં કદી નાશ;
મન છે બંધુ આત્મનો, મનથી આત્મ વિનાશ. કૃષ્ણજી.
મન તો શત્રુ મિત્ર છે, અસદ્ ગતિ કરનાર;
મનથી મોક્ષ પમાય છે, માટે જીતોને મનને આવાર. કૃષ્ણજી.
શાંત થઇ સહન કરે, ટાઢ, તાપ, અપમાન;
જ્ઞાન મહિં જે તૃપ્ત છે, જેને સોનું ને રેત સમાન. કૃષ્ણજી.

પાપી શત્રુ મિત્રને, પક્ષપાતી પુણ્યવાન;
સાધુ દ્વેષી મૂર્ખમાં, જેને વૃત્તિરે રહે છે સમાન. કૃષ્ણજી.
એકાગ્રતા એકાંત ને, વશ રાખોને મન;
આશા, લોભ, રહીત થઇ, રહો સતસંગમાં સજ્જન. કૃષ્ણજી.
ઉંચું નીચું નહિં કદી, શોધો પવિત્ર સ્થાન;
દર્ભ અને મૃગચર્મની, ઉપર પાથરો વસ્ત્ર સમાન. કૃષ્ણજી.
નિશ્ચળ થઇને બેસજો, કરી એકાગ્રહ મન;
ચિત્ત ઈન્દ્રિઓ વશ કરી, તમે સ્થિર કરોને તન. કૃષ્ણજી.

શરીર, શીર, દઢ કંઠ તે, રાખો સીધાં વીર;
નાસીકાના અગ્રમાં, તમે રાખોને દ્રષ્ટિ સ્થીર. કૃષ્ણજી.
આસપાસ કદી નવ જુવો, રાખો ચિત્તપર શાંત;
બ્રહ્મ સ્વરૂપ નિર્ભય થઈ, તમે ભાગોને તેની ભ્રાંત. કૃષ્ણજી.
અતિ અહાર જે જન કરે, વળી કરે કાંઇ ઉપવાસ;
અતિ નિંદ્રા અતિ જાગતા, તેના યોગ તણી નહિં આશ. કૃષ્ણજી.
અહાર વિહારો મધ્યમી, અને કર્મો નિયમિત;
ઉંઘે જાગે નિયમમાં, તેનો સફળ યોગ સંચિત. કૃષ્ણજી.
યોગતણું સેવન કરે, ચૈતન્યનું બહુ ભાન;
સર્વે મિથ્યા માનતાં, ઘણું મળશે બ્રહ્મનું જ્ઞાન. કૃષ્ણજી.
બ્રહ્મવિના કુતર્ક તે, કદી કરે ન લગાર;
સંકલ્પો સૌ ત્યાગીને, જે છે ત્રણ ગુણોથી બ્હાર. કૃષ્ણજી.
નિજ આત્મા સૌ પ્રાણીમાં, અને સૌનો નિજ મન માંય;
સ્થળે સ્થળે બ્રહ્મજ જુએ, ત્યારે દૂર નથી પ્રભુ ત્યાંય. કૃષ્ણજી.

જેને મનડું વશ નથી, યોગ કદી નવ થાય;
પ્રયત્નથી મન વશ કરે, ત્યારે યોગ સિદ્ધિ થઇ જાય. કૃષ્ણજી.
જેને ઇન્દ્રિ જીતી નહિં, જે છે યોગ ચલિત;
પણ મનથી શ્રદ્ધા ખરી, કહો તેની તે કેવી રીત. કૃષ્ણજી.
યોગ પ્રયત્નો બહુ કરે, કદી ભ્રષ્ટ થઈ જાય;
શ્રીમંત કે જ્ઞાની ઘરે, જન્મી યોગજ પૂરો થાય. કૃષ્ણજી.
તપથી યોગ અધિક છે, જ્ઞાન થકીજ અધિક;
કર્મ થકી પણ અધિક છે, જેને નથી રે કોઇની બ્હીક. કૃષ્ણજી.
પ્રભુમાં પ્રેમજ રાખીને, રાખે સુશ્રદ્ધાય;
ગોવરધન ગુરૂ જ્ઞાનથી, સર્વે ઉત્તમ યોગ સધાયરે. કૃષ્ણજી.
ખટ અધ્યા પુરા થયા, પુરો અધ્યાત્મ યોગ;
પરમાત્માના પ્રેમથી, સૌ ભોગવજો સુખ ભોગ. કૃષ્ણજી.
અંતરની શુદ્ધિ કરી, સાથે બેઉ કરજોડ;
શોર કરી સૌ બોલજો, ભાઇ જયજય શ્રીરણછોડ. કૃષ્ણજી.

---

## અધ્યાય સાતમો.

## જ્ઞાન અને વિજ્ઞાન યોગ.

રાગ—ઝુલણીનો.

હો કાળા કૃષ્ણજી રે, અહોમારા, કાળાકૃષ્ણજી રે, ગીતાનુંજ્ઞાન સમજાવો.
કહે અર્જુનજીરે, સંશય ધરીને કહે, અર્જુનજીરે, ગીતાનું જ્ઞાન સમજાવો.
આવ્યું છે સાતમા અધ્યાય માંહી, યોગનું જ્ઞાન અર્જુન;
સંશય સર્વે દૂર જશે તારો, એમ વદે ભગવંત હો. હો કાળા.

સહસ્ર મનુષ્યે એકજ યત્ન, સહસ્ર યત્ન એક સિદ્ધ;
સહસ્ર સિદ્ધમાં એકજ સાચો, પામે પ્રભુ નવનિધ. હો કાળા.
મારી પ્રકૃતિ આઠ પ્રકારની, મન બુદ્ધિ અહંકાર;
ભૂમિ, જળ, અગ્નિ ને વાયુ, આકાશ છે સુન્યકાર. હો કાળા.
પરારે એકને અપરા બીજી, અપરા જીવ કહેવાય;
પ્રાણી માત્રની ઉત્પત્તિને, બેયનું સ્થાન ગણાય. હો કાળા.

પ્રભુજી કરતાં શ્રેષ્ટ ન બીજું, જેમ માળામાં દોર;
સૌનું રક્ષણ પોષણ કરતા, સૌમાં પ્રભુનું જોર. હો કાળા
જળમાં રસ પ્રભુ ચંદ્ર, સુરજમાં, પોતે પ્રકાશનું રૂપ.
વેદે પ્રણવ પ્રભુ આકાશે શબ્દને, જને પુરૂષાતન રૂપ. હો કાળા.
પૃથ્વીમાં પ્રભુ સુગંધ રૂપ છે, અગ્નિમાં તેજ સ્વરૂપ;
પ્રાણી માત્રના પ્રભુ જીવન છે, તપસ્વીમાં તપરૂપ. હો કાળા.
સૌનું બીજ સનાતન શ્રીજી, પ્રભુ બુદ્ધિ ને તેજ;
તૃષ્ણા રાગ રહિત પ્રભુછો, ધાર્મિક સત્ય પ્રભુજ. હો કાળા.
ત્રણ ગુણોથી સૃષ્ટિ પ્રગટી, પ્રભુમાં સૌ સમાય;
સર્વ થકીતો પ્રભુ શ્રેષ્ટ છે, સૌના આદ્ય ગણાય. હો કાળા.
ત્રણ ગુણોની દૈવીમાયા, તરવી બહુ મુશ્કેલ;
પ્રભુને આશરે જે કોઇ રહે છે, તેને તરવી સ્હેલ. હો કાળા.
ખરાબ કામોના કરનારા, નીચ, મુઢ, દુર્જન;
આસુરી સંપતવાળાને, નહિ મારૂં દર્શન. હો કાળા.
ચાર પ્રકારના ભકતો છે, મારા દુઃખી ને સ્વાર્થી જંન;
મોટી મોક્ષની ઇચ્છાવાળા, શુભ જ્ઞાની સજ્જન. હો કાળા.

જ્ઞાની ભક્તો જે છે ઉત્તમ, જે છે મુજ સ્વરૂપ;
જ્ઞાની પ્રભુને અતિશે પ્યારા, જો હોય સત્ય અનૂપ. હો કાળા.
ચારે ભક્તો ઉત્તમ જાણું, પણ જ્ઞાની સમ નહિં થાય;
જ્ઞાની તો મારો છે આત્મા, મારામાંજ સમાય. હો કાળા.
જ્ઞાની સર્વને બ્રહ્મ જુએ છે, એવા સહસ્રે એક;
અજ્ઞાની જે ન પ્રકૃતિ પ્રમાણે, સેવે દેવ અનેક. હો કાળા.
જે જે ભક્તો જે દેવો પર, ધરતા દૃઢ શ્રદ્ધાય;
દેવ પૂજે તે દેવજ પામે, મારા ભક્ત મનાય. હો કાળા.
પ્રભુ અવિનાશી પ્રભુ અવિકારી, પ્રભુ અજન્મા દેવ;
યોગ માયાથી પ્રભુ ઢંકાયા, સાચા કરતા સેવ. હો કાળા.
ભૂત ભવિષ્યને ચાલુ જાણે, પ્રભુને ન જાણે કોઇ;
પ્રાણી સૌ માયામાં મોહ્યા, એળે ઉમ્મર ખોઇ. હો કાળા.
જેના પાપનો અંતજ આવ્યો, તે તો મુજને ભજતા;
ભૂત દૈવ અધિ યજ્ઞ જાણીને, સર્વે દુર્ગુણ તજતા. હો કાળા.
સાતે અધ્યાય પૂરા થયા છે, કહ્યું યોગનું જ્ઞાન;
ગોવરધન કહે જ્ઞાની બનીને, કરો પ્રભુ રસ પાન. હો કાળા.

---

## અધ્યાય આઠમો.

### અક્ષરબ્રહ્મયોગ.

મારા વાલા છબીલા તારો છેડલો ન મૂકે-એ રાગ.

ગીતા જ્ઞાન અર્જુનને કૃષ્ણ કહે છે,
કૃષ્ણ કહે છે રે, કાળા કૃષ્ણ કહે છે. ગીતા.

આઠમા અધ્યાયે આવ્યો, અક્ષર બ્રહ્મજ યોગ;
અક્ષરબ્રહ્મનો મહિમા મોટો, સાંભળવાને યોગ. ગીતા.
અધિ યજ્ઞ તો કોને કહે છે, કેવી રીતે છું ?
બ્રહ્મ શું ? અધ્યાત્મ શું છે ? કર્મ, અધિભુત શું ? ગીતા.
ચિત્ત નિયમમાં જે જન રાખે, ને મૃત્યુ સમય જો આવે;
માણુસ મૃત્યુ થાતો પ્રભુને, કેવી રીતે લાવે. ગીતા.
નાશ રહિત ને સર્વોત્તમ પ્રભુ, તે તો બ્રહ્મ ગણાય;
સ્વભાવ તેનો અધ્યાત્મિક છે, આત્મજ્ઞાન કહેવાય. ગીતા.
તત્વોનું તે જ્ઞાન અધિભુત, પ્રકૃતિનું જ્ઞાન;
દેવ સમ્બન્ધી જ્ઞાન હોય તે, પુરૂષ ચૈતન્ય માન. ગીતા.
પ્રભુ તનને જે ધારણ કરતા, અધિ યજ્ઞ કહેવાય;
સ્મરણ કરતાં દેહ છૂટે તો, પ્રભુને તુરત પમાય. ગીતા.
યોગાભ્યાસે અદકો રહે છે, ચિત્ત નહિં ચલાય;
ધ્યાન નિરંતર પ્રભુનું રાખે, દિવ્ય પુરૂષ પમાય. ગીતા.
જેહ અનાદિ સુક્ષ્મ તમ છે, નિયમ તણા રચનાર;
વિચારમાં નહિં આવે એવા, સર્વ તણા આધાર. ગીતા.
સત્ય સ્વરૂપી સર્વજ્ઞ પોતે, અંધકારથી દૂર;
ભક્તિ યુક્ત થઇ ધ્યાન ધરે છે, પામે પ્રભુ જરૂર. ગીતા.
રાગ રહીત જે સંયમી છે, બ્રહ્મચર્ય અખંડ;
સપ્ત દ્વારને બંધ કરીને, ધ્યાન ધરે પ્રચંડ. ગીતા.
મનને રૂદીયા માંહી રાખે, મસ્તક રાખે પ્રાણ;
ૐમ નામ ઉચ્ચાર કરે તો, મોક્ષ ગતિ નિરવાણ. ગીતા.

સિદ્ધિને પામેલાં સિદ્ધો, પુનર્જન્મ નહિં પામે;
દિવસ રાત્રી થયા કરે છે, કદી નહિં વિરામે. ગીતા.
પરમ પુરૂષને પામવાને, અનન્ય ભક્તિ કરજો;
સર્વવ્યાપક એકજ આત્મા, ધ્યાન સદાયે ધરજો. ગીતા.
અગ્નિ અને શુકલ પક્ષ ને, ઉતરાયણ ખટ માસ;
પ્રકાશ દિવસે મૃત્યુ થાતાં, પામે બ્રહ્મ પ્રકાશ. ગીતા,
ધૂમાડો રાત્રી ને વદમાં; સૂરજ દક્ષિણાયન;
તેમાં મૃત્યુ થાય તો પામે, ચંદ્ર લોક સજ્જન. ગીતા.
પ્રથમ ગતિથી મોક્ષ પમાયે, બીજી જન્મજ થાય;
બેઉ ગતિને ઓળંગે તો, પરમ ધામ પહોંચાય. ગીતા.
એ રીતે અધ્યાય આઠમો, અક્ષર બ્રહ્મ પ્રકાશ;
ગોવરધન કહે કૃષ્ણા ગુરૂના, સદાય બનજો દાસ. ગીતા.
અંતર વૃત્તિ શુદ્ધ કરીને, સાથે બેઉ કર જોડ;
શોર કરી સૌ સાથે બોલો, જયજય શ્રીરણછોડ. ગીતા.

---

## અધ્યાય નવમો.

### રાજ વિદ્યા અને રાજગુહ્યનો યોગ.

રાગ—અગન ગાડી આવી રે અગન ગાડી આવી,
ગડ ગડ થાય ઘણેરો ધમકારો.

અર્જુન એમ વદે રે, અર્જુન એમ વદે, કૃષ્ણ પ્રભુજી પોતે ગીતા
જ્ઞાન કહે છે.

નવમા તે અધ્યાયે કહીએ, રાજવિદ્ય ગુહ્યયોગ;
અર્જુનજી સાંભળજો મારા, ભાગે ભ્રાંત ભોગ. અર્જુન.

મારો આત્મા કોઈમાં ન રહ્યો, મુજમાં સર્વ રહિત;
સર્વ પ્રાણીનું મૂળ મારામાં, નથી કોઇ તો સ્થિત. અર્જુન.
આસક્તિ વાસના ટળે તો, કર્મ બંધ નવ થાય;
કલ્પાંતે પ્રકૃતિ પામે, આરંભે બહાર જાય. અર્જુન.
પ્રભુજી છે અધિકારી સૌના, પ્રકૃતિના વ્યવહાર;
જંગમ સ્થાવર પ્રકૃતિ રચતી, મુજ આજ્ઞા અનુસાર. અર્જુન.
પ્રભુ સર્વ શરીરે રહે છે, સમજો સાર અસાર;
મુઢ જનો તો મુજને કરતા, કેવા તિરસ્કાર. અર્જુન.
મિથ્યા આશા મિથ્યા કર્મિ, જેને મિથ્યા જ્ઞાન;
તેવા રાક્ષસ અસુર લોકો, કરે પ્રકૃતિ પાન. અર્જુન.
મહાત્માઓ દૈવી સંપત્તને, છોડે નહિં લગારે;
પ્રકૃતિને કબજે રાખી, ધ્યાન બ્રહ્મનું ધારે. અર્જુન.
હોમ પ્રભુ છે યજ્ઞ પ્રભુ છે, અને ઔષધ પ્રભુ છે;
મંત્ર પ્રભુ છે અગ્નિ પ્રભુ છે, પવિત્ર ઘૃત પ્રભુ છે. અર્જુન.
વેદ પ્રભુ છે ૐ પ્રભુ, છે, પ્રભુ મૂળનું સ્થાન;
ઉત્પત્તિ અવિનાશ પ્રભુ છે, પ્રભુને સાક્ષી માન. અર્જુન.
પ્રભુ સૂરજ છે, પ્રવર્ષા છે, પ્રભુ છે અમૃત અહાર;
મૃત્યુ સત ને, અસત પ્રભુ છે, પ્રભુ સૌના સરદાર. અર્જુન.
ત્રણ વેદનું જ્ઞાન જેહને, કરે સોમ રસપાન;
યજ્ઞો પુજન કરતા પ્રભુનું, ઇંદ્રિલોકમાં સ્થાન. અર્જુન.
સત્ય પ્રભુને જે કોઇ ભજતા, અંતર દ્રઢ વિરામ;
યોગ ક્ષેમ તો પ્રભુ આપે છે, કરો સર્વનો ત્યાગ. અર્જુન.

દૈવી ભકતો દેવજ પામે, ભુત ભક્ત તે ભૂત;
પીતૃ ભકતો પિતૃ પામે, સર્વે મારા દૂત. અર્જુન.
પ્રભુનું પુજન જે કોઇ કરતા, જેને પ્રભુ આધાર;
અનન્ય ભકતો પ્રભુને પામે, માનોને નિરધાર. અર્જુન.
પ્રભુને કોઈ પ્રિય નથી ને, નથી અપ્રિયજ કોઇ;
તોપણ ભકતો મુજને વહાલા, આપું સઘળી સોઇ. અર્જુન.
દુરાચારી પણ મુજ સ્મરણથી, પોતે પાવન થાય;
ભકતોને હલકા નવ માનો, પૂર્ણ પવિત્ર ગણાય. અર્જુન.
ક્ષત્રી, વૈશ્ય કે શુદ્રો હોએ, હોયે પાપીજન;
પ્રભુ આશ્રયથી ઉત્તમ ગતિને, પામેછે અર્જુન. અર્જુન.
એ રીતે અધ્યાયજ નવમો, દીધું અદ્ભુત જ્ઞાન;
ગોવરધન કહે કૃષ્ણ ગુરૂનું, કરો પ્રીતે રસપાન. અર્જુન.

---

## અધ્યાય ૧૦ મો.

## વિભૂતિ યોગ.

મુને મારા રામજી ભાવે રે, બીજો મારી નજરે નાવે રે—એ રાગ.

ગીતાજીમાં જ્ઞાન રહ્યું જી રે, કહેછે કૃષ્ણ ગુરૂજી રે.
દેવ ગણોની, રૂષિવરોની, પહેલાં થયા પરિશ્રમ;
ઉત્પત્તિ અવસર નથી માલુમ, કોઇને પડે નહિ ગમ. ગીતાજીમાં.
પ્રભુને જેહ અનાદિ જાણે, જાણે અજન્માદેવ;
તેહ મનુષ્ય તો મોહ રહીત થઇ,પાપ છૂટે તતખેવ. ગીતાજીમાં.

ક્ષમા બુદ્ધિ ધરી, મોહ રહિત થઇ જ્ઞાનમાં શાંતિ સુખ;
અસ્તિત્વ નાશ ને, ભય અભય છે, દાન સુકીર્તિ દુઃખ. ગીતાજીમાં.
મનને જીતવું સત્યરે બોલવું, તપ સંતોષ સમાન;
તે સઘળાં તો પ્રભુથી પ્રગટે, સમજે નહિ નાદાન. ગીતાજીમાં.
સાત રૂષિઓ ચાર કુમારો, મુનીને સર્વ પ્રજાય;
તે સઘળા તો પ્રભુથી પ્રગટે, પ્રભુથી વેદ રચાય. ગીતાજીમાં.
પ્રભુ શક્તિ ને પ્રભુનો યોગજ, જાણેછે જે જગ;
નિશ્ચળ યોગથી, પ્રભુને પામે, સંદેહ નહિં રહે મન. ગીતાજીમાં.
પ્રભુમાં જે ચિત્તજ રાખે, મુજને અર્પે પ્રાણ;
પ્રભુ ભક્તિનો બોધ કરે જે, તે તો પ્રભુના જાણ. ગીતાજીમાં.
તેઓને પ્રભુ યોગજ આપે, ટાળે બધું અજ્ઞાન;
સંતોષ ને આનંદજ આપે, વળી વધારે માન. ગીતાજીમાં.
અર્જુન કહેછે બ્રહ્માંડમાંહિ, વ્યાપી રહ્યા પ્રભુદેવ;
એવી તમારી દૈવિક શક્તિ, બતાવોને તતખેવ. ગીતાજીમાં.
ધ્યાન ધરી શી રીતે જાણું, તમને હું ભગવાન;
કયા કયા રૂપેથી તમારૂં, ચિત્તમાં કરૂં ચિંતન. ગીતાજીમાં.
યોગ શક્તિ વિસ્તારથી કહોને, નથી થાતો સંતોષ;
વચનામૃત સાંભળવાં ગમતાં, દૂર જતા રહેશે દોષ. ગીતાજીમાં.
હે અર્જુન તું સાંભળ , પ્રભુજી આદિ, મધ્ય ને અંત્ય;
પ્રભુની માયાનો પાર ન પામે, તરેછે કોઇ મહંત. ગીતાજીમાં.
ત્રિપુટીમાં પ્રભુ વિષ્ણુ રે પોતે, તેજસ્વીમાં સુર;
મૃતોમાં મરીચી પ્રભુ છે, નક્ષત્રે ચંદ્ર જરૂર. ગીતાજીમ

વેદ મહીં સામવેદ પ્રભુ છે, દેવમાં ઇન્દ્ર સુદેવ;
ઇન્દ્રિઓમાં મન પ્રભુ છે, પ્રાણીમાં ચેતન દેવ. ગીતાજીમાં.
રૂદ્રોમાં તો શંકર પ્રભુ છે, યક્ષોમાં પ્રભુ કુબેર;
વસ્તુઓમાં અગ્નિ પ્રભુ છે, પર્વત માંહી મેર. ગીતાજીમાં.
પુરોહિતમાં બૃહસ્પતિ પ્રભુ છે, સરોવરમાંહી સમુદ્ર;
સેનાપતિમાં કાર્તિકસ્વામિ, નથી પ્રભુ કંઇ ક્ષુદ્ર. ગીતાજીમાં.
મહાન રૂષિમાં ભૃગુ પ્રભુ છે, વાણીમાં ૐકાર;
યજ્ઞોમાં જપ યજ્ઞ પ્રભુ છે, સ્થાવર હીમાલય. ગીતાજીમાં.
સર્વ વૃક્ષોમાં પીપળો પ્રભુ છે, ઋષિયોમાં નારદ;
ગંધરવોમાં ચિત્રરથ તે છે, એવું પ્રભુ હારદ. ગીતાજીમાં.
સિદ્ધોમાં પ્રભુ કપિલ મુનિ, અશ્વે ઉચ્ચૈશ્રવા જાણ;
હાથીમાં ઐરાવત જાણો, પુરૂષમાં રાજા પ્રમાણ. ગીતાજીમાં.
હથિયારોમાં વજ્ર પ્રભુ છે, પ્રજામાં પ્રભુ હામ;
ગાયોમાં કામધેનુ પ્રભુ છે, સર્પોમાં વાસુકી નામ. ગીતાજીમાં.
નાગોમાં શેષ નાગ પ્રભુ છે, જળ જંતુમાં વરૂણ;
પિતૃમાં તો અર્યમા પ્રભુ છે, નિયમમાં યમ સુણ. ગીતાજીમાં.
દૈત્યોમાં પ્રલ્હાદ પ્રભુ છે, ગણત્રીમાં પ્રભુઃ કાળ;
વનચરોમાં સિંહ પ્રભુ છે, પક્ષીમાં ગરૂડ વિશાળ. ગીતાજીમાં.
પવિત્રમાં તો પવન પ્રભુ છે, શસ્ત્રધારીમાં રામ;
માછલીઓમાં મગર પ્રભુ છે, નદીઓમાં ગંગા નામ. ગીતાજીમાં.
વિદ્યામાં પ્રભુ આત્મિક વિદ્યા, વકતાઓમાં વાણ;
અક્ષરોમાં અકાર પ્રભુ છે, સમાસે દ્વંદ્વ પ્રમાણ. ગીતાજીમાં.

અક્ષય કાળજ પ્રભુને જાણો, સર્વ તરફ પ્રભુ મૂખ;
રક્ષણ, પોષણ સૌનું કરે છે, સૌને આપે પ્રભુ સુખ. ગીતાજીમાં.

મૃત્યુ પ્રભુ છે મૂળ પ્રભુ છે, કીર્તિ ને લક્ષ્મી પ્રભુ;
સ્મરણશક્તિ વાણી પ્રભુ છે, બુદ્ધિ ધીરજ પ્રભુ. ગીતાજીમાં.

સોમ મંત્રોમાં બૃહત સામ છે, છંદે ગાયત્રી જાણ;
મહીનામાં પ્રભુ માગશર રૂપે, રૂતુમાં વસંત પ્રણામ. ગીતાજીમાં.

છળ મહીં તો ધુત પ્રભુ છે, તેજસ્વીમાં તેજ;
જપ અને દ્રઢ નિશ્ચય પ્રભુ છે, સત્ય રૂપ પ્રભુ છેજ. ગીતાજીમાં.

યાદવમાં વસુદેવ પ્રભુ છે, પાંડવમાં અર્જુન;
કવિઓમાં પ્રભુ શુક્ર કવિ છે, મુનિયોમાં વ્યાસ મુન્ય. ગીતાજીમાં.

રાજાઓમાં દંડ પ્રભુ છે, રાજનીતિ છે પ્રભુ;
મૌન પ્રભુ છે, જ્ઞાન પ્રભુ છે, રાજનીતિ પ્રભુ. ગીતાજીમાં.

દિવ્ય શક્તિનો અંત નથી ને, અનંત શક્તિ અપાર;
બ્રહ્મા સરખા તે પણ ભુલે, સમજી લે આ સાર. ગીતાજીમાં.

શક્તિવાળું જે જે હોય, જે જે હોય સાત્વિક;
શોભાવાળું ને બળવાળું, જે જે જણાયે ઠીક. ગીતાજીમાં.

તે તે સઘળું પ્રભુનું રૂપ છે, કહું છું સાચી વાણ;
એક અંશથી જગમાં વ્યાપ્યો, જરૂર અર્જુન જાણ. ગીતાજીમાં.

એવી રીતે દસ અધ્યાયો, પૂરા થયા પ્રમાણ;
ગોવરધનના કૃષ્ણ ગુરૂને, આજે તું ઉરમાં આણ. ગીતાજીમાં.

---

## અધ્યાય ૧૧ મો.

### વિશ્વરૂપના દર્શનનો યોગ.

શામરો બજરંગી–એ રાગ.

સુણો સુણોને ગીતા સારરે, કાળા કૃષ્ણ કહે.
કરો સંશયનો સંહાર રે, અર્જુન એમ વદે.
એકાદશ અધ્યાયમાં, પૂછે છે અર્જુન;
મહત્‌વતા મેં સાંભળી, પ્રભુ કરાવજો દર્શન રે. અર્જુન એમ વદે.
જો અર્જુન તું માહરૂં, વિશ્વરૂપ દર્શન;
કહીને મુખ પહોળું કર્યું, ત્યારે ધ્રુજ્યા છે અર્જુન રે. કાળા૦
આખી સૃષ્ટિ મુખમાં, જોઇને અચરજ થાય;
અનંત મુખે વર્ણવું રે, તોએ જરી નહિં વર્ણવાય રે. અર્જુન૦
પ્રભુ કહે છે જો જે અલ્યા, બ્હીતો નહિંજ લગાર;
મારી શક્તિ જોઇને, તું તો અંતર માંહી વિચાર રે. કાળા૦
આદિત્યો ને રૂદ્ર છે, બે છે અશ્વકુમાર;
મારૂતોને જોજે અલ્યા, જુઓ ચર અચર આવાર રે. કાળા૦
ચર્મચક્ષુએ શું જુએ, તેથી નહિં દેખાય;
દિવ્ય ચક્ષુ આપું તને, તેથી જોજે મારો મહીમાય રે. કાળા૦
ઘણાં મૂખો ઘણી આંખને, અદ્‌ભુત આ દર્શન;
દિવ્ય દાગીના આયુધો, તુંતો જોઇને થા પ્રસન્ન રે. કાળા૦
દિવ્ય વસ્ત્ર ને માળ છે, દિવ્ય ગંધ લેપાય;
સર્વ બાજુએ મૂખ છે, તે તો કોઇથી નહિં ગણાય રે. કાળા૦
પ્રકાશ તો અતિ વ્યાપીઓ, ને પ્રગટયા સૂર્ય હજાર;

આખું બ્રહ્માંડ આવીયું, આવ્યા દેવ ઋષિ આવાર રે. કાળા૦
સૌ પ્રાણી સૌ દેવ છે, બ્રહ્માને ભગવાન;
ભય પામું જોઈ નાગને, પ્રભુ હું તો અતિ નાદાન રે. કાળા૦
બહુ હાથો બહુ પેટ છે ને, દેખું મૂખ અનેક;
અનેક રૂપી છો તમે, રાખો રાખોને મારો ટેક રે. કાળા૦
આદિ, મધ્ય ને અંત્ય તે, નજરે નહિં નિરખાય;
ચક્ર ગદા ને મુગટ છે રે, પ્રભુ માપથી નહિં મપાય રે. કાળા૦
અગ્નિ સૂર્ય સમાન છે, તેજ તણો અંબાર;
અવિનાશી ઉત્તમ પ્રભુ રે, વંદુ વંદુ હું વારંવાર રે. કાળા૦
ઉત્તમ આશ્રય સર્વના, પ્રભુ નિત્ય સનાતન;
સર્વ દિશામાં વ્યાપક છો રે, સદા કરૂં તમારી સેવ રે. કાળા૦
દેવ ઘણા સ્તુતિ કરે, ઋષિઓ લાગે પાય;
સિદ્ધો તો સિદ્ધિ તણી રે, તે તો માંગે છે મનથી સ્હાય રે. કાળા૦
રૂદ્રો આદિત્યો નિરખતા, વળી વસુઓ સુસાધ્ય;
મરૂત પિતૃ અશ્વની રે, સૌ દેવતણા આરાધ્ય રે. કાળા૦
સર્વે અંગો સહસ્ર છે, દિસે રંગ અનંત;
ભય પામું ભગવંત હું રે, તમને સેવે સાચા સંત રે. કાળા૦
કાળ અને અગ્નિ સમા, દિસે ભયંકર દાંત;
કૌરવ મુખમાં પેસતા રે, તેમાં નથી જરાએ ભ્રાંત રે. કાળા૦
ચૂર્ણ થએલાં શીર તે, દાંતોમાં દેખાય;
વીરો મુખમાં પેસતા રે, તેનો નાશતો જલદી થાય રે. કાળા૦
સર્વ યોદ્ધાને ખાઈને, બધે ચાટતા આપ;

સર્વ જગતના તેજથી રે, મને વ્યાપ્યો છે પરિતાપ રે. કાળા૦
આવા ઉગ્ર સ્વરૂપ તે, પોતે કોણ ગણાય;
માયા જોઇ મુઝાવું છું, તેનો પાર નહિં પમાય રે. કાળા૦
કૃષ્ણ કહે સાંભળ અલ્યા, પ્રભુ છે નાશ કરનાર;
વૃદ્ધિ પામેલા કાળ તે, કરે મનુષ્યોનો સંહાર રે. કાળા૦
યોદ્ધાને તું નહિ હણું, પણ જીવતા નહિં જાય;
માટે અર્જુન ઉઠને, હું તો કરીશ તુજને સ્હાય રે. કાળા૦
હણી રાખીઆ મેં બધા, તું તો શું હણનાર;
નિમિત માત્રજ થા અલ્યા, તું તો હાથે લઇ હથિયાર રે. કાળા૦
વ્યથા કદી નહિં પામતાં, થાય યુદ્ધ થઇ તૈયાર;
તારી ફરજ બજાવજે, કરી દુષ્ટોનો સંહાર રે. કાળા૦
અર્જુન બોલ્યા ઓ પ્રભુ, ભકતોને આનંદ;
રાક્ષસ સૌ ભય પામતા, તેના ફૂટી જાશે ફંદ રે. અર્જુન એમ વદે.
બ્રહ્માના ગુરૂજી તમે, તમને કરૂં હું નમસ્કાર;
પુરણ પુરૂષ ને આદ્ય છો, તમે રૂપ ધરો હજાર રે. અર્જુન એમ વદે.
તમે અગ્નિ ને વાયુ છો, તમે ચંદ્ર ને યમ;
પ્રજાપતિ તમને ગણું, તમે સૌના દાદા ત્યમ રે. અર્જુન એમ વદે.
આગે નમું, પાછે નમું, કરૂં બધે હું નમસ્કાર;
તમ બળમાં બ્રહ્માંડ છે, તમે ક્ષમા કરો આવાર રે. કાળા૦
ચર અચર પિતા તમે, તમે ગુરૂથી અધિક;
ત્રણ લોકમાં કોઈ નહિ, પ્રભુ તમથી વધારે ઠીક રે. કાળા૦
ભય પામું હું તો પ્રભુ, જોઇને વિશ્વ સ્વરૂપ;

તેજ સમેટી પ્રથમનું, પ્રભુ દેખાડો નાનું રૂપ રે. કાળા.
ખરૂં સ્વરૂપ તો કેમ જુએ, જગના પાપી જંન;
મેં તુજને દર્શાવ્યું, તુને કરવાને પાવંનરે. કાળા.
ગભરાતો નહિં ઓ સખા, જુઓ અસલનું રૂપ;
શાંત સ્વરૂપ દેખાડયું, પછી થયા છે અર્જુન ચૂપ રે. કાળા.
વિશ્વરૂપ મહાદેવથી, રૂષિથી નહિં દેખાય;
તું તો મારો ભક્ત છે; તેથી દર્શન તુજને થાય રે. કાળા.
મારી અનન્ય ભક્તિથી, મારૂં જ્ઞાનજ થાય;
તજે વેર આસકિતને, એવા ભકતોને હું સ્હાય રે. કાળા.
એકાદશ અધ્યાય તે, પુરા થયા આવાર;
ગોવરધન કહે કૃષ્ણને, નમો નમોને વારંવાર રે. કાળા.
અંતરશુદ્ધિ આણીને, સાથે બેઉ કરજોડ;
શોર કરી સાથે સૌ, બોલો બોલો શ્રી રણછોડ. કાળા.

---

## અધ્યાય ૧૨ મો.

### ભકિતયોગ.

ઓધવજી સંદેશો કહેજો શ્યામને–એ રાગ.

એવા પ્રેમી ભકતો, પ્રભુને પામશે,
અર્જુન સુણજો, દ્વાદસમો અધ્યાય જો;
ભક્તિયોગજ ભાવ ધરીને સાંભળો,
જેથી ઝટપટ માયાથી મૂકાયજો. એવા.
અર્જુન કહે છે એક રૂપ થઇને ભજું,
બીજા ભજતા અવિનાશી અંવ્યક્ત જો; એવા.

તે બેમાંથી કોને ઉત્તમ જાણવો,
કોણ ગણાયે યોગમાંહી આસક્ત જો. એવા.
કૃષ્ણ કહે છે સાંભળજે મારા સખા,
પ્રભુની ઉપર જેનું મન દ્રઢ થાય જો; એવા.
શ્રદ્ધાથી જે નિત્ય, યુક્ત થઈને ભજે,
તે ભકતો તે યોગી શ્રેષ્ઠ ગણાય જો. એવા.
અવિનાશી વ્યાપકને જે જન તો ભજે,
જેહ પ્રભુ છે, અનિત્યને અધિકાર જો; એવા.

ઇન્દ્રિજીતી સમાન બુદ્ધિ રાખતા,
જે ભકતો છે, સૌનું હીત કરનાર જો. એવા.
અવ્યકતમાંહી આસક્તિ જેણે ધરી,
તેના મનમાં કલેશ અતિશે થાય જો; એવા.
પણ જે મુજને કર્મો સૌ સોંપી દીધાં,
ચિત્ત અર્પણ કરી જપતા શ્રી જગરાય જો. એવા.
માટે સર્વે પ્રભુજીને અર્પણ કરી,
પ્રભુજીમાંથી બુદ્ધિ સર્વે સ્થાપજો; એવા.

જેથી તું પ્રભુજીમાં, વહાલ થકી વસી,
પ્રલે થાશે, જેનાં સઘળાં પાપજો. એવા.
તારા મનને પ્રભુજીમાં દ્રઢ રાખવા,
જો તું જરીએ શકિતમાન ન હોય જો; એવા.
અભ્યાસ રૂપી યોગ થકી તું પામજે,
ધર્મ ધરીને હૈયું તારૂં ધોય જો. એવા.

જો તારાથી ઝટપટ તે તો નહિં બને,
યોગ તણો તો કરવાનો અભ્યાસ જો; એવા.
મારે માટે સેવા કર્મો તું કરે,
તે કર્મોથી ફળશે તારી આશ જો. એવા.
આ કરવા અશક્તિ હોય જો તાહરી,
કરજે તું તો યોગૈકતા આશ્રય જો; એવા.
મન નિયમમાં રાખી ફળને ત્યાગ જો,
ભાવ પ્રભુ પર રાખી તજજે ભય જો. એવા.
અભ્યાસોથી જ્ઞાન અતિ ઉત્તમ છે,
જ્ઞાન થકી ઉત્તમ છે પ્રભુનું ધ્યાન જો; એવા.
ઉત્તમ ધ્યાન થકી છે ફળ ઇચ્છા તજો,
ફળ ત્યાગોથી શાન્તિ થાય સદાય જો. એવા.
કોઇપણ પ્રાણી સાથે દ્વેષ ધરે નહિં,
સૌ સાથે મિત્રાઇ અમૃત પાન જો; એવા.
સુખ દુઃખમાં સમાન બુદ્ધિ રાખતા,
જે કોઇ તજતા આસક્તિ અભિમાન જો. એવા.
ક્ષમાવાન ને સંતોષી રહે છે સદા,
જે યોગીને જેણે જીત્યું મન જો; એવા.
પ્રભુજીમાં અર્પણ જે મન બુદ્ધિ કરે,
પ્રભુને વ્હાલા ભકત ભલા સજ્જન જો. એવા.
જેનાથી કોઇ પ્રાણીને ઉદ્વેગ નહિં,
જેના પર નહિં કોઇનો ઉદ્વેગ જો; એવા.
હર્ષ અદેખાઇ ભયથી જે છૂટા થયા,

જેને અંતર નહિં અશુદ્ધતા ભેગ જો. એવા.
જેને તો કદી કોઇ ચીજની ઇચ્છા નથી,
જેણે તજ્યો શોક, ઉપાધિ, રાગ જો; એવા.
જે જન શ્રેયસ માનીને શ્રદ્ધા ધરે,
તરત કરે જે શુભ અશુભનો ત્યાગ જો. એવા.
શત્રુ મિત્રમાં સમાન બુદ્ધિ જે ધરે,
સમવૃત્તિ છે માન અને અપમાન જો; એવા.
ટાઢ, તાપ, સુખ દુઃખમાં જેહ સમાન છે,
જેને સ્તુતિ, નિંદા છેજ સમાન જો. એવા.
જે કંઇ મળતું તેમાં છે સંતોષ ને,
ઘર વિનાનો રહે છે જે એકાંત જો; એવા.
દૃઢ મનવાળો ભાવિક પૂર્ણ ભક્ત છે,
ગંભીર ગુણનો રહે સદાયે શાન્ત જો. એવા.
ભલ પણ વંતો ભક્તિ યોગ પૂરો થયો,
પૂરો થયો છે દ્વાદશમો અધ્યાય જો; એવા.
કાલસરવાસી કહે ગોવરધન કરગરી,
સર્વવ્યાપક ઈશ્વર કરજો સ્હાય જો. એવા.
અંતર વૃત્તિ સઘળી તે શુદ્ધ કરી,
ઝેર તજીને બેઉ કર સાથે જોડ જો; એવા.
શોર કરી સૌ ભકતો સાથે બોલજો,
રૂદીયામાંથી જય જય શ્રી રણછોડ જો. એવા.

---

## અધ્યાય ૧૩ મો.

### ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ વિભાગ.

વૈદરભી વનમાં વલવલે.–એ રાગ.

કૃપાળુ કૃષ્ણુ ગુરૂ કહે, સુણ અર્જુન આજ;
ક્ષેત્રજ્ઞ ક્ષેત્ર વિભાગ તે, કરે સિદ્ધરે કાજ. કૃપાળુ.
અર્જુન પૂછે કૃષ્ણુને, પુરૂષ પ્રકૃતિ જ્ઞાન,
ક્ષેત્રજ્ઞ ક્ષેત્ર તણું કહો, જ્ઞાન જ્ઞેયનું જાણ. અર્જુનજી એમ પૂછતા.
કૃષ્ણુ કહે અર્જુનને, તન ક્ષેત્ર ગણાય;
તેહને જે જાણી રહ્યા, તે તો ક્ષેત્રજ્ઞ થાય. કૃપાળુ.
આત્માને ક્ષેત્રજ્ઞ જાણવો, તું તો સાચું રે માન;
ક્ષેત્રજ્ઞ ક્ષેત્રને જાણવો, તે છે સાચુંરે જ્ઞાન. કૃપાળુ.
ક્ષેત્ર શું છે ? તે કેવું છે ? કયાંથી કેવો વિકાર ?
ક્ષેત્રને કોણુ તે જાણતો, કહો શક્તિનો સાર. અર્જુનજી એમ પૂછતા.
પંચ મહાભૂત અહંકારને, બુદ્ધિ પ્રકૃતિ મંન;
જ્ઞાન અને કર્મેન્દ્રિઓ, તેના વિષયો વિધન. કૃપાળુ.
સુખ દુઃખ ઇચ્છા દ્વેષ છે, તેને ચેતના સાર;
એ સર્વે તો ક્ષેત્ર છે, ક્ષેત્ર તણો વિકાર. કૃપાળુ.
નમ્રતા નિરાભિમાન ને, પરને નહિં પીડાય;
સીધાપણું ગુરૂ સર્વ છે, પૂરી પવિત્ર કાય. કૃપાળુ.
આત્મ વિનિગ્રહ ને ક્ષમા, દઢતા ને વૈરાગ્ય;
ક્ષમા ને ચિત્ત સમાનતા, આસક્તિનો ત્યાગ. કૃપાળુ.
જન્મ, મરણુ, જરા અને, દુઃખનું દર્શન;

દોષ તણું દીલથી કરે, સદા અવલોકન. કૃપાળુ.
ઇન્દ્રિ વિષયની ઉપેક્ષતા, તલ્લીનતા સંહાર;
એકાંત આશ્રયને કરી, દઢ ભક્તિ વિચાર. કૃપાળુ.
ધારેલા અણધારેલાજ તે, જે બનાવે સમાન;
પૂત્ર, સ્ત્રી ઘર દ્રવ્યનું, જેને જરાએ ન તાન. કૃપાળુ.
તત્વના જ્ઞાન તણું વળી, જેહ પ્રયોજન જાણ;
તત્વના જ્ઞાનને જાણતાં, સર્વે આત્મ જ્ઞાન. કૃપાળુ.
લોકની સંગતમાં વળી, પૂરી રાખે અપ્રીત;
નીતિ ભક્તિમાં જેહનું, સદા ચોંટયું છે ચિત્ત. કૃપાળુ.
તેહનું નામજ જ્ઞાન છે, બીજું બધું અજ્ઞાન;
જ્ઞાનને દઢ ધારણ કરી, કરે પ્રભુ રસપાન. કૃપાળુ.
જાણવા યોગ્યને જાણવું, જેથી મોક્ષ પમાય;
સત અસત કો નહિ કહે, તેતો બ્રહ્મ ગણાય. કૃપાળુ.
જેને સર્વત્ર હાથ છે, પગ જેને સર્વત્ર;
સર્વત્ર નેત્ર ને શીર છે, મુખ, કાન સર્વત્ર. કૃપાળુ.
ઇન્દ્રિ તો એક નહિં છતાં; સર્વે ઇન્દ્રિના ગુણ;
ગુણ તણા ભકતો છતાં, જે કહેવાય નિર્ગુણ. કૃપાળુ.
સર્વનું પોષણ તે કરે, જે આસકિત રહિત;
પ્રાણીની અંદર બ્હાર છે, ચર અચર અચિત. કૃપાળુ.
સુક્ષ્મથી અતિ સુક્ષ્મ છે, તે:તો પાસે ને દૂર;
વહેંચાઇ ગએલું તે નથી, દિસે વહેંચ્યું જરૂર. કૃપાળુ.
પોષણ સૌનું તે કરે, કરે સૌનો સંહાર;

સર્વમાં તેહ પ્રકાશ છે, ઉત્પન્ન કરનાર. કૃપાળુ.
અંધકારથી પર વળી, તેનું સ્વરૂપ જ્ઞાન;
જ્ઞાનથી જાણી શકાય છે, સૌના હૃદયમાં સ્થાન. કૃપાળુ.
એ પ્રમાણે ક્ષેત્ર તે, જ્ઞાન વિષય ને જ્ઞાન;
સરખો મેં સમજાવીઓ, પામે મોક્ષ નિદાન. કૃપાળુ.
પોતે પ્રકૃતિ બેઉ તે, પોતે અનાદિ જાણુ;
વિકાર ગુણુ તો પ્રગટીઆ, પ્રકૃતિથી નિર્વાણુ. કૃપાળુ.
કાય અને કારણુ તણો, હેતુ પ્રકૃતિ જાણુ;
સુખ દુઃખ ભોગવવા અહીં, હેતુ પુરૂષ પ્રમાણુ. કૃપાળુ.
પ્રકૃતિના ગુણુને, પુરૂષ ભોગવનાર;
ગુણુમાં આસકિત રાખતાં, ધર્મ ગર્ભ અવતાર. કૃપાળુ.
ઉત્તમ પુરૂષ જોનાર છે, છે રક્ષણુ કરનાર;
પરમાત્મા તેને જાણુવો, જે છે ભોગવનાર. કૃપાળુ.
આ રીતે જે પુરૂષને, ગુણુ પ્રકૃતિ જાણુ;
ગમે તેવી સ્થિતિમાં હોય પણુ, નાવે ગર્ભની ખાણુ. કૃપાળુ.
કેટલાએક તો ધ્યાનથી, સાંખ્યયોગથી કોઇ;
કોઇ જનો કર્મ યોગથી, રહેછે આત્માને જોઇ. કૃપાળુ.
કેટલાક આ જાણુતા નથી, સાંભળી કરે સેવ;
શ્રવણુ કરી વર્તન કરે, તરે મૃત્યુ તત્ખેવ. કૃપાળુ
સ્થાવર જંગમ પ્રાણીઓ, ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ યોગ;
જે કોઇ તેને જાણુતા, તેના ભાગશે ભોગ. કૃપાળુ.
અવિનાશી જુએ વિનાશીમાં, તેને સત્યરે જ્ઞાન;

સર્વ પ્રાણીમાં પ્રભુ રહ્યા, સર્વ રીતે સમાન. કૃપાળુ.
આત્માથી આત્મ હણે નહિં, જુએ પ્રકૃતિ કામ;
આત્માને અકર્તા જુએ, જુએ જડમાં તમામ. કૃપાળુ.
જુદા જુદા તે પ્રાણીઓ, એક મધ્યે રહેલ;
એકમાંથી તો અનેક છે, તેને બ્રહ્મ કહેલ. કૃપાળુ.
અવિનાશી નિર્ગુણ આત્મા, રહે છે સર્વની કાય;
છતાં તે કાંઈ કરે નહિં, કદી નહિં રે લેવાય. કૃપાળુ.
જેવું સુક્ષ્મ આકાશ છે, નહિં જડમાં લેપાય;
આત્મા સર્વમાં એક પણ, જુદા જુદા જણાય. કૃપાળુ.
સૂર્ય સમા છે આત્મા, સૌમાં પ્રકાશ થાય;
જડ ચૈતન્યને જાણતા, પદ પર્મ પમાય. કૃપાળુ.
ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનું જ્ઞાન તે, પુરા અધ્યાય તેર;
ગોવરધન ગુરૂને ભજો, જન્મ થાશે ન ફેર. કૃપાળુ.

---

## અધ્યાય ૧૪ મો.

## ત્રિગુણ વિભાગ યોગ.

રાગ-વિવેક વણઝારાનો.

ચૌદમો આ અધ્યાય છે, કહે છે કૃષ્ણજી રે;
જેમાં ત્રિગુણ જ્ઞાનજ થાય, સુણ અર્જુનજી રે.
મુનિઓ સિદ્ધિને પામીયા, કહે છે કૃષ્ણજી રે;
એવું ઉત્તમ તે કહેવાય, સુણ અર્જુનજી રે.
જ્ઞાન મળ્યાથી પ્રભુ મળે, કહે છે. જરા જન્મ મરણ નહિં થાય, સુણ.
પ્રલય વખતે પીડા નહિં, કહે છે. કદી ઉત્પત્તિ નવ થાય, સુણ.

બ્રહ્મ ગર્ભાશય માહરો, કહે છે. મૂકું ગર્ભ હું વારંવાર, સુણ.
સૌ પ્રાણી તેમાંથી જન્મતા, કહે છે. ગર્ભ આકૃતિનો ઘડનાર, સુણ.
ગર્ભ પિતા મુજને ગણો, કહે છે. ગુણો પ્રકૃતિથી ઉત્પન્ન, સુણ.
તેહ ગુણોને જે વશ થતા, કહે છે. તે તો બાંધી લેછે સૌ જન, સુણ.
સત્વ ગુણો શુદ્ધ શાન્ત છે, કહે છે. સુખજ્ઞાનથી બાંધે તેહ, સુણ.
આસક્તિ રજોગુણની, કહે છે. બાંધે કર્મથી દેહને તેહ, સુણ.
અજ્ઞાન ગુણ છે તામસી,. કહે છે. મોહ ઉત્પન્ન કરતો જેહ, સુણ.
આળસ નિંદ્રા પ્રમાદથી, કહે છે. તે તો બાંધી લેછે સૌ દેહ, સુણ.
સર્વ ગુણે સુખ થાય છે, કહે છે. રજો ગુણથી કર્મનો નાદ, સુણ.
આળસ નિંદ્રા ભરેલ જે, કહે છે. તમો ગુણ જોડે છે પ્રમાદ, સુણ.
સત્વગુણી તેને જાણવો, કહે છે. જેના ઘટમાં છે જ્ઞાન પ્રકાશ, સુણ.
શાન્ત રહે સદા કાળ જે, કહે છે. નથી દુર્ગુણનો જે દાસ, સુણ.
રજોગુણી તેને જાણવો, કહે છે. હોય લોભી પ્રવૃત્ત અશાંત, સુણ.
ઇચ્છા ને આરંભ જે કરે, કહે છે. કદી રહેતો નથી એકાંત, સુણ.
તેને તમોગુણી જાણવો, કહે છે. જેથી આળસ ને અંધકાર, સુણ.
મુઢતા મોહ આવી મળે, કહે છે. જેના ક્રોધતણો નહિં પાર, સુણ.
સત્વ ગુણે મૃત્યુ થતાં, કહે છે. પામે મુનીના નિર્મળ લોક, સુણ.
રજોગુણે મોત આવતાં, કહે છે. પામે કર્મકાંડી તે લોક, સુણ.
તમોગુણે મૃત્યુ થાય તો, કહે છે. લે છે પ્રાણીના ગર્ભમાં દેહ, સુણ.
સત્વગુણી ફળ જાણવો, કહે છે. જાણો સાત્વિક નિર્મળ તેહ, સુણ.
રજોગુણી ફળ જાણવાં, કહે છે. તમોગુણી ફળો અજ્ઞાન, સુણ.
રજોગુણથી લોભ છે, કહે છે. સત્વગુણથી ઉપજે જ્ઞાન, સુણ.
તમોગુણથી પ્રગટતા, કહે છે. મોહ પ્રમાદ ને અજ્ઞાન, સુણ.

સત્વગુણે ઉંચી ગતિ, કહે છે. વળી રજોગુણે મધ્યમ, સુણ.
તમો ગુણે નિચ વૃત્તિથી, કહે છે. ગતિ પામે છે અધમ, સુણ.
દ્રષ્ટ જીવ તો જાણતા, કહે છે. સૃષ્ટિ પ્રકૃતિનું કામ, સુણ.
ગુણથી પર પરમાત્મા, કહે છે. એવું જાણે તો પામે રામ, સુણ.
ત્રણ ગુણો તરી જાય છે, કહે છે. જ્યારે જન્મ મરણ ભય જાય, સુણ.
દુઃખ જરાથી મુકત તે, કહે છે. અતિ આનંદ અંતર થાય, સુણ.
કેવી રીતે તરી જાય છે, કહે છે. તેનું વર્તન કેવું થાય, સુણ.
કૃષ્ણ કહે છે સાંભળો, કહે છે. જેથી સંશય છેદ ન થાય, સુણ.
પ્રકાશ પ્રવૃત્તિ મોહને, કહે છે. મળતાં નહિં કરે ધિક્કાર, સુણ.
પ્રાપ્ત ન થાએ જો કદી, કહે છે. ત્યારે ઇચ્છે નહિં લગાર, સુણ.
અંતર ઉદાસીન રહે છે, કહે છે. જેનું ચલિત ન થતું ચિત્ત, સુણ.
કાર્ય કરે ત્રણ ગુણને, કહે છે, એમ માને છે ખચિત, સુણ.
જાણીને સ્થિર અચળ રહે, કહે છે. જેને સુખ ને દુઃખ સમાન, સુણ.
જેને આત્માનો આશરો, કહે છે. જેને માટી ને સોનું સમાન, સુણ.
અપ્રિય પ્રિય સમાન છે, કહે છે. જેને નિંદા ને સ્તુતિ સમાન, સુણ.
માનાપમાને સમાન છે, કહે છે. મિત્ર શત્રુ પ્રત્યે છે સમાન, સુણ.
સર્વે કર્મ આરંભનો, કહે છે. દ્રઢ બ્રહ્મનો ભકત ગણાય, સુણ.
બ્રહ્મ એકલાને સેવતો, કહે છે. તે તો બ્રહ્મ રૂપી થઇ જાય, સુણ.
કારણ કે તે બ્રહ્મનું, કહે છે. મોક્ષ રૂપી અવિનાશી નામ, સુણ.
અમૃતને નિત્ય ધર્મનું, કહે છે. પ્રભુ અનંત સુખનું ધામ, સુણ.
અધ્યાય ચૌદ પૂરા થયા, કહે છે. ત્રણ ગુણોનો પૂર્ણ પ્રકાશ, સુણ.
ગોવરધન ગુરૂને નમો, કહે છે. થઇ જન્મોજનમના દાસ, સુણ.

---

# અધ્યાય ૧૫ મો.

## પુરૂષોત્તમ યોગ.

ગરૂડ ચઢી આવજો ગિરધારી–એ રાગ.

કહે છે કહે છે કૃષ્ણ ગુરૂ અર્જુનને, સુણો સુણો પંદરમો અધ્યાય;
યોગ પુરૂષોત્તમ કહેવાય, જેહ સમજ્યાથી સૌ સુખ થાય; કહે છે.

ઉંચે મૂળ નીચે ડાળ જાય, સંસાર રૂપી તે પીપળો કહેવાય;
વેદ મંત્રો તો પાન ગણાય. કહે છે.

ત્રણ ગુણોથી પોષણ થાય, વિષયો તે અંકુર કહેવાય;
કર્મ બંધન મૂળ નીચે જાય. કહે છે.

રૂપ આદિ મધ્ય કે અંત, જેને જાણે ન કોઇ મહંત;
શોધી જુઓને સાચા સંત. કહે છે.

જ્યાં ગએલા ન પાછા આવે, જ્યાં પ્રવૃત્તિ પ્રસરાવે;
છેદો અનાશક્તિ હાવે. કહે છે.

જે છે અહંકાર મોહ રહીત, જે છે તલ્લીન આત્મામાં નિત્ય;
કીધી સંગના દોષની જીત. કહે છે.
જેહ તૃષ્ણાથી ત્યાગ થએલા, સુખ દુઃખથી મુક્ત થએલા;
પુરૂષોત્તમ પાસ ગએલા. કહે છે.
જહાં ચંદ્ર સુરજ નથી નામ, ગયા પાછા ન આવે ઠામ;
તે તો પ્રભુનું ઉત્તમ ધામ. કહે છે.
પ્રભુ અંશ તે જીવ ગણાય, જ્યારે પ્રકૃતિમાં લેપાય;
ત્યારે ખટ ઇન્દ્રિ ખેંચાય. કહે છે.

ઇશ શરીર પ્રાપ્ત કરે છે, જ્યારે તેનો તે ત્યાગ કરે છે;
ઇન્દ્રિ ગુણનું તેજ હરે છે. કહે છે.
ઇન્દ્રિમાં વસી ભોગ ભોગવતો, ગુણ આધિન થઇ જ્યારે જતો;
તેને મુઢ નહિં દેખતો. કહે છે.

યત્ન કરી યોગી જન દેખે, નિજ જન્મને લાવ લેખે;
દુરીજન કદી નવ પેખે. કહે છે.
સૂર્ય, ચંદ્ર પ્રકાશ છે મારો, પ્રગટ્યો મુજથી અગ્નિ ને તારો;
તેહ પ્રકાશ પ્રભુનો વિચારો. કહે છે.
પોષણ કરવાને પૃથ્વિમાં પેસું, રસ થઇને હું વૃક્ષોમાં બેસું;
અન્ન પચવાનું કારણ એ શું. કહે છે.
સર્વ રૂદીએ પ્રભુનો વાસ, જ્ઞાન અભાન સ્મૃતિદાસ;
વેદ કરતા પ્રભુ છે ખાસ. કહે છે.

આલોકમાં પુરૂષ બેજ, અવિનાશી વિનાશી કહે જ;
તે તો વેદમાં લખીઉં છે જ. કહે છે.
સર્વ પ્રાણી વિનાશી જાણો, અવિનાશી તે આત્મ પ્રમાણો;
મને અવિનાશીથી પર જાણો. કહે છે.
જાણે જ્ઞાની તો પુરૂષોત્તમ, જગવેદ કહે છે ત્યમ;
જાણે સર્વ પડે છે ગમ. કહે છે.
પૂરો પંદરમો અધ્યાય, પુરૂષોત્તમ યોગ ભણાય;
ગુણ દાસ ગોવરધન ગાય. કહે છે.

---

## અધ્યાય ૧૬ મો.

## દૈવાસુર સંપત વિભાગ.

સદ્‌ગુરૂજીની આરતી–એ રાગ.

કૃષ્ણ કહે છે અર્જુનને, સોળમો અધ્યાય, સોળમો અધ્યાય.
દેવા સુરજે સંપત્તિ, વિગતે વર્ણાય, વિગતે વર્ણાય.
દૈવી સંપદ્ ધારતાં, દેવો જેવો ગણાય; (૨)
દુઃખ દારિદ્ર સર્વ દૂર જશે, સુખશાંતિ પમાય. (૨) કૃષ્ણ.
અભય જીવન શુદ્ધિને, જ્ઞાન યોગમાં સ્થિર; (૨)
સંશય શાસ્ત્ર અભ્યાસ છે, ધર્મ સત્ય ને ધીર. (૨) કૃષ્ણ.
દાન સીધા પણ યજ્ઞ છે, કોઈને દુઃખ ન દેવાય; (૨)
અક્રોધી ત્યાગી ને શાન્ત ને, કપટ રહિત થવાય. (૨) કૃષ્ણ.
દયા, લજ્જા ને નમ્રતા, નિર્લોભી, સામર્થ્ય; (૨)
ક્ષમા, હિમ્મત, શુદ્ધિઓ, સમજે ગીતાના અર્થ. (૨) કૃષ્ણ.
દ્વેષ રહીતપણું ધારતા, થાય નિરભિમાન; (૨)
દૈવી સંપત ધારવી, મળે મોક્ષનું જ્ઞાન. (૨) કૃષ્ણ.
આસુરી સંપત એહ છે, દંભ, મદ, અભિમાન; (૨)
ક્રોધ, કઠોર, અજ્ઞાનતા, નાંખે નરકની ખાણ. (૨) કૃષ્ણ.
યોગ્ય પ્રવૃત્તિ જાણતા, નથી નિવૃત્તિ જાણ; (૨)
શુદ્ધિ સત્ય જરા નહિ, નહિ આચાર વાણ. (૨) કૃષ્ણ.
આસુરી જન તો ઉચરે, પૈસા પદમણી સત્ય; (૨)
ઇશ્વિર પ્રીસ્વર કંઇ છે નહિં, નથી ધર્મ અગત્ય. (૨) કૃષ્ણ.
આવા અવિચારી લોક તે, જગત શત્રુ ગણાય; (૨)

અતિ તૃષ્ણા ધારણા કરી, દંભી મોહી રે થાય. ( ૨ ) કૃષ્ણ.
ચિન્તા અનેક પ્રકારની, ભાવે વિષય ભોગ; ( ૨ )
આશા પાસે બંધાયલા, કામ, ક્રોધનો રાગ. ( ૨ ) કૃષ્ણ.
દ્રવ્ય હરામી મેળવે, કરે ઘણો અન્યાય; ( ૨ )
વિષય ઇન્દ્રિના ભોગવે, કદી નહિં રે ધરાય. ( ૨ ) કૃષ્ણ.
આજે મેં આ તો મેળવ્યું, કાલે સિદ્ધ કરીશ; ( ૨ )
આ ધન બધું છે માહરૂં, વળી બહુ મેળવીશ. ( ૨ ) કૃષ્ણ.
મોટા શત્રુને મેં હણ્યા, બીજા શત્રુ હણીશ; ( ૨ )
સુખી દુઃખી રે હુંજ છું, મારૂં ઉત્તમ કુળ. ( ૨ )
હું તો બહુ ધનાઢય છું, બીજા કમાય ધૂળ; ( ૨ ) કૃષ્ણ.
મારા જેવો તે કોણ છે, હું તો યજ્ઞ કરીશ; ( ૨ )
દાન દીધું છે મેં ઘણું, મોટા મ્હેલ ચણીશ. ( ૨ ) કૃષ્ણ.
આવો મોહજ પામીને, ઘણો મનમાં મુઝાય. ( ૨ )
આસક્ત થઇને નરકે પડે, મોહ જાળે સપડાય. ( ૨ ) કૃષ્ણ.
મોટા સર્વથી માનતો, ધનનું અભિમાન; ( ૨ )
શાસ્ત્ર વિરૂદ્ધ ચાલતો, રાખે ઢોંગમાં ધ્યાન. ( ૨ ) કૃષ્ણ.
હઠીલા મદથી ઘેરાયલા, કરે નામનો યજ્ઞ; ( ૨ )
અહંકાર અવગણના ભરી, કરે અસુર લગ્ન. ( ૨ ) કૃષ્ણ.
કામ, ક્રોધ, અશ્રય કરી, કરે આત્મ ધિક્કાર; ( ૨ )
અધમ પાપી ને ક્રુર તે, જન્મે વારંવાર. ( ૨ ) કૃષ્ણ.
આસુરી ગર્ભને પામતા, સઘળા અવતાર; ( ૨ )
મોહ મુચ્છાંને પામતા, અધોગતિ થનાર. ( ૨ ) કૃષ્ણ.

ત્રણુ નર્કનાં દ્વાર છે, કામ, ક્રોધ ને લોભ; ( ૨ )
તે ત્રણુ દ્વારને બંધ કરી, રાખો તૃષ્ણાનો થોભ. ( ૨ ) કૃષ્ણ.
શાસ્ત્ર નિયમના ત્યાગથી, સિદ્ધિ નહિં રે સદાય; ( ૨ )
ઉત્તમ ગતિ આવે નહિં, તૃષ્ણામાંહી ટીચાય. ( ૨ ) કૃષ્ણ.
શું ના કરવું શું કરવું તે, તેમાં શાસ્ત્ર પ્રમાણ; ( ૨ )
કર્તવ્ય કર્મ કરો સદા, થઇ નિયમ જાણ. (૨) કૃષ્ણ.
આવી રીતે આ સોળમો, પૂરો કીધો અધ્યાય; (૨)
ગુણ ગોવરધન ગાય છે, લાગી પ્રભુને પાય. (૨) કૃષ્ણ.

---

## અધ્યાય ૧૭ મો.

### શ્રદ્ધા ત્રય વિભાગ યોગ.

જીવો વિકટોરીઆ--એ રાગ.

સુણો સુણોને અર્જુન આસમે, આજે સતરમો અધ્યાય; કહે છે શ્રી કૃષ્ણજી.
જ્ઞાન પામીને ગોવિંદ પામશો, સૌ સંશય છેદન થાય. કહે છે શ્રી કૃષ્ણજી
ત્યારે અર્જુનજી એમ પૂછતા; કોઇએ કીધો શાસ્ત્રનો ત્યાગ. અર્જુનએમપૂછતા.
પણ શ્રદ્ધાથી તે યજ્ઞો કરે, તેને કેવી સ્થિતિનો લાગ. અર્જુનએમપૂછતા.
ત્યારે પોતે રે કહેછે શ્રી કૃષ્ણજી, શ્રદ્ધા તણા છે ત્રણ પ્રકાર. કહેછે શ્રી કૃષ્ણજી.
તેને સારી રીતે સમજાવવા, કરૂં હું તો વિસ્તાર. કહે છે.
પૂરી પ્રીતેથી અર્જુન સાંભળો, સાત્વિક, રાજસી, તામસી તેહ; કહે છે.
જેવો સ્વભાવ હોય જે જનનો, તેવી શ્રદ્ધા પ્રગટે દેહ. કહે છે.
સાત્વિક માણસો દેવને સેવતા, રાજસી જન યક્ષ ને દૈત્ય; કહે છે.
તામસી જન ભૂતને પુંજતા, પ્રીત રાખીને પુંજે પ્રેત. કહે છે.

જેઓ અહંકાર યુક્ત થઇ અને, વાસનાના બળથી પ્રેરાય; કહે છે.
ઉગ્ર શાસ્ત્રની વિરૂદ્ધ તપ કરે, જેના પંચ ભૂતોજ પીડાય. કહે છે.
નિજ આત્માને જેહ દુઃખી કરે, તેને આસુરી શ્રદ્ધા જાણ; કહે છે.
એવા આસુરી નિશ્ચય ત્યાગ જે, પરમાત્મામાં જોડી પ્રાણ. કહે છે.
પ્રિય અહાર છે ત્રણ પ્રકારના, રજસ ને તમ કહેવાય; કહે છે.
યજ્ઞ, તપ ને દાન, એ ત્રણના, તેના ત્રણ ત્રણ ભાગ ગણાય. કહે છે.
જીવન ઉત્સાહ બળ ને જે આપતા, આપે આરોગ્ય આનંદ સાર; કહે છે.
ચિકાશવાળા ને સ્વાદિષ્ટ ભાવતા, એવા જાણોને સાત્વિક અહાર. કહે છે.
કડવા, ખાટા, ખારા, અતિ ગરમ તે, દાહ વ્યાધિતણા કરનાર; કહે છે.
લુખા શોક ને દુઃખને જે આપતા, એવા જાણોને રાજસી અહાર. કહે છે.
ટાઢું, સડેલું સ્વાદ રહિત જે, જેહ દુર્ગંધનું મારનાર; કહે છે.
એઠું અશુદ્ધ ભોજન હોય તે, તેને જાણોને તામસી અહાર. કહે છે.
ફળ ઇચ્છા વિના જે યજ્ઞ છે, તે તો સાત્વિક યજ્ઞ કહેવાય; કહે છે.
ફળ કીર્તિને માટે જે યજ્ઞ છે, તે તો રાજસી યજ્ઞ ગણાય. કહે છે.
શાસ્ત્ર આજ્ઞા થકી જે રહીત છે, દાન મંત્ર વિના જે થાય; કહે છે.
શ્રદ્ધા દક્ષણા વિનાનો જે યજ્ઞ છે, તે તો તામસી યજ્ઞ ગણાય. કહે છે.
દેવ, દ્વીજ અને ગુરૂ જ્ઞાનીનું, જહાં પ્રેમથી પુજન થાય; કહે છે.
દુઃખ દેવું નહિં બ્રહ્મચર્યને, તે તો શારીર તપ કહેવાય. કહે છે.
સત્ય પ્રિય ઉદ્વેગ રહિત જે, હીતકર વાણી માપી ઉચરાય; કહે છે.
નિયમિત તે શાસ્ત્રને શીખવે, તે તો વાણીનું તપ કહેવાય. કહે છે.
મન પ્રસન્નતા ને સમાનતા, મૌન આત્મ સંયમ શુભ થાય; કહે છે.
નિજ સ્વભાવની શુદ્ધિ કરે, તે તો મનનું રે તપ કહેવાય. કહે છે.

ફળ આશા વિના જે તપ કરે, પૂર્ણ શુદ્ધ જો શ્રદ્ધાથી થાય; કહે છે.
ટેક એકાગ્રતાથી તપ કરે, તે તો સાત્વિક તપ કહેવાય. કહે છે.
પુજા માનને માટે તપ કરે, ચળિત રાજસી તપ કહેવાય; કહે છે.
વિના વિવેક દુરાગ્રહ કરે, જેહ તપમાં બીજાને પિડાય. કહે છે.
કોઇ પ્રાણીની હિંસા જો થાય તો, તેને તામસી તપ કહેવાય; કહે છે.
દાન દેવું જોઇએ એમ માનીને, પાત્ર જોઇને દાન અપાય. કહે છે.
દાન દેતાને બદલો ન માગતા, તે તો સાત્વિક દાન કહેવાય; કહે છે.
બદલો લેવાની ઇચ્છાથી જે કરે, રાખે ફળ તણી ઇચ્છાય. કહે છે.
કલેશ પામીને દાન અપાય જે, તે તો રાજસી દાન ગણાય; કહે છે.
કાળ અયોગ્ય દેશ અયોગ્યમાં, આસુર જન દાન અપાય. કહે છે.
તિરસ્કારથી દાન અપાય જે, તે તો તામસી દાન કહેવાય રે; કહે છે.
ૐ તતસત નામ છે બ્રહ્મનું, બ્રાહ્મ વેદ યજ્ઞો સરજાય. કહે છે.
દાન યજ્ઞ ને તપની ક્રિયા કરે, કરો ૐ તણો ઉચ્ચાર; કહે છે.
ફળ ઇચ્છા કદી નવ રાખતા, જે છે મોક્ષ તણા માગનાર. કહે છે.
અસ્તિત્વ ભલાઇ સત્ય છે, સારૂં કાર્ય તે સત્ય ગણાય; કહે છે.
યજ્ઞ, તપ, દાનો, સત્ય જાણવાં, પ્રભુ કાર્યને સત્ય કહેવાય. કહે છે.
દાન, તપ ને હોમનાં કાર્ય જે, જે જે શ્રદ્ધા વિના જે કરાય; કહે છે.
તે તો અસત કર્મ રે જાણવું, બન્ને લોકમાં લાભ ન થાય. કહે છે.
શ્રદ્ધા યોગ તે સંપૂર્ણ થયો, પુરો સત્તરમો અધ્યાય; કહે છે.
ગીતા સાર ગુરૂના મુખનું, દાસ ગોવર્ધન ગુણ ગાય. કહે છે.

---

# અધ્યાય ૧૮ મો.

## સંન્યાસ યોગ.

ભુંડું થવાનો ડોળ સંતો ભાળજો રે—એ રાગ.

કાળા કૃષ્ણ કહે છે ગીતા જ્ઞાનને રે, એતો અઢારમો અધ્યાય; કાળા.
સુણો અર્જુનજી આનંદથી રે, ત્યાગ સન્યાસનો મહિમાય. કાળા.
કર્મ સકામ તે સન્યાસ છે રે, જેમાં કર્મ ફળો ત્યાગ થાય; કાળા.
કોઈ કહે છે તજો સૌ કર્મને રે, સર્વ કર્મોમાં દોષ થઇ જાય. કાળા.
કોઇ કહે છેરે ત્યાગ તમે નહિં કરો રે, કરો તપ દાન યજ્ઞ સદાય; કાળા.
એમ જુદા જુદા અપ્રિભાય છે રે, પણ મારો સૂણો અભિપ્રાય. કાળા.
તપ, દાન, યજ્ઞ ત્યાગ કરશો નહિં રે, એવાં કર્મોથી ચિત્ત શુદ્ધિ થાય; કાળા.
કર્મ ત્યાગ નહિં કરો, ફળ ત્યાગજો રે, તે તો સાત્વિક ત્યાગ કહેવાય. કાળા.
દુઃખ બ્હીકથી કર્મ જેઓ ત્યાગતા રે, તે તો રાજસી ત્યાગ કહેવાય; કાળા.
ફળ ત્યાગ વિના કર્મ જેહ ત્યાગતા રે, તે તો તામસી ત્યાગ ગણાય. કાળા.
જેહ સંતોમાં સત્વ ગુણ વ્યાપ્યા રે, જેના સંશય તણા સંહાર; કાળા.
તે તો શુદ્ધિ આપે એવા કર્મને રે, કદિ કરે નહિં ધિક્કાર. કાળા.
સુખ આપે કદી એવા કર્મમાં રે, ધરે આશક્તિ નહિં રે લગાર; કાળા.
કર્મ ત્યાગ કરવો ઘણો કઠીન છે રે, ફળ ત્યાગ થકી શાન્તિ થનાર. કાળા.
કર્મ ફળો છે ત્રણ પ્રકારનાં રે, સારાં ખરાબ ને મિશ્રિત; કાળા.
કર્મ ફળોનો ત્યાગ કરનારને રે, પ્રાપ્ત થાતું ન ફળ કદાચિત. કાળા.
કાર્ય સિદ્ધિમાં કારણ પાંચ છે રે, તેના ઇન્દ્રિ ક્રિયા કર્તા દેવ; કાળા.
શરીર વાણી ને મનથી જે થાય છે રે, આવે પાંચે કારણ તત્ખેવ. કાળા.
જેને કર્તા હું એવો વિચાર નહિં રે, જેથી બુદ્ધિ નહિં લેપાય; કાળા

તે તો હણે છે પણ હણુતા નથી રે, તે તો પાપમાં નહિં બંધાય. કાળા.
સર્વ પ્રાણીમાં એક આત્મા જુએ રે, તેને ગણવું રે સાત્વિક જ્ઞાન; કાળા.
જેહ જુદા જુદા આત્મા જાણુતા, તેને કહીએ રે રાજસી જ્ઞાન. કાળા.
કારણ તત્વ વિના વળગી રહે રે, તેને કહીએ રે તામસી જ્ઞાન; કાળા.
સંત પુરૂષમાં સાત્વિક જ્ઞાન છે રે, દુરાચારીમાં તામસી જ્ઞાન. કાળા.
શાસ્ત્ર વિધિથી જે કર્મ થાય છે, ફળ ઇચ્છા રહિત જે થાય; કાળા.
રાગ દ્વેષ આસક્તિ નહિં મળે રે, તેવાં કર્મો તો સાત્વિક કહેવાય. કાળા.
અમુક ઇચ્છાથી કામ કીધું જેમણે રે, જેમાં અહંકાર બહુ ઉભરાય; કાળા.
કપટ કષ્ટોથી કામ જેઓ કરે રે, કર્મ રાજસી કહેવાય. કાળા.
નાશ પીડા સહીત કાર્ય જે કરે રે, નથી પરિણામનો વિચાર; કાળા.
બળ જોયા વિના આરંભતા રે; કર્મ તામસી તે કરનાર. કાળા.
ધરે ધીરજ આસકિતથી મુકત છે રે, રાખી વિશ્વાસ ગર્વ તજાય; કાળા.
નહિં વિકારી સિદ્ધિ અસિદ્ધિમાં રે, તેવા કર્તા સાત્વિક કહેવાય. કાળા.
ફળ ઇચ્છા ને ચિત્ત વ્યાકુળ છે રે, લોભી અશુદ્ધ ને દુઃખદાય; કાળા.
સુખ દુઃખમાં જે મોહી રહ્યા રે, તેહ કર્તા તો રાજસી કહેવાય. કાળા.
કપટ દ્વેષી વિવેકથી રહી તજે રે, હઠી આળસુને બહુ ઢીલ થાય; કાળા.
ભંગ આશાને સમતા નહિં ધરે રે, કર્તા તામસી તે કહેવાય. કાળા.
પ્રવૃત્તિ નિવૃત્તિને જાણવી રે, જાણે મોક્ષ તણો મહીમાય; કાળા.
યોગ્ય અયોગ્ય ભય બંધ જાણવા રે, મતિ સત્વગુણી કહેવાય. કાળા.
કાર્ય અકાર્ય જે નહિં જાણુતા રે, ધર્મ અધર્મ નહિં સમજાય; કાળા.
જેહ માયા મહિં બંધાય છે રે, મતિ રાજસી તે કહેવાય. કાળા.
ખોટા ધર્મને ધર્મ શુભ માનતા રે, સર્વ વસ્તુ જુએ વિપરીત; કાળા.

જેમાં અજ્ઞાન અંધકાર વ્યાપીઓરે, તે તો તામસી મતિ ખચિત. કાળા.
મન ઇન્દ્રિ ને પ્રાણુના યોગથી રે, કરે સંયમ તણી ક્રિયાય; કાળા.
દઢ નિશ્ચય થકી તે તો નહિં ડગે રે, તે તો સાત્વિક ધીર કહેવાય. કાળા.
ફળ ઇચ્છા છે ધર્મ, અર્થ કામની રે, તે તો રાજસી ધીર કહેવાય; કાળા.
મૂર્ખપણાથી ભય શોક નહિં તજે રે, કલેશ નિંદ્રાથી નહિ મુક્ત થાય. કાળા.
નહિં અલગો કરે અહંકારને રે, તે તો તામસી ધીર કહેવાય; કાળા.
જેના અભ્યાસે મન આનંદમાં રે, જેથી દુઃખનો આવે અંત. કાળા.
આદિ ઝેરને અંત અમૃત છે રે, એને સાત્વિક સુખ કહે સંત; કાળા.
આદિ અમૃત અંતમાં ઝેર છે રે, તેને રાજસી સુખ કહેવાય. કાળા.
આદિ અંતમાં જે દુઃખ રૂપ છે રે, આળસ નિંદ્રાથી ઉત્પન્ન થાય; કાળા.
મોહ મુઢતા તો જેમાં વ્યાપીઓ રે, તે તો તામસી સુખ કહેવાય. કાળા.
બ્રાહ્મણ ક્ષત્રી અને સૌ વૈશ્યનો રે, શુદ્ર કર્મ સ્વભાવથી થાય; કાળા.
ગુણ કર્મ થકી જાતિમાં નવી રે, જન્મ થકી ન શ્રેષ્ટતા સ્થપાય. કાળા.
શાન્તિશુદ્ધિ, ક્ષમા તપ જ્ઞાન છે રે, વળી સીધાપણું વિજ્ઞાન; કાળા.
આત્મનિગ્રહ અંતરથી આદરે રે, તેની જાતીને બ્રાહ્મણ જાણ. કાળા.
શૌર્ય, ધીરજ, ચપળતા ધનને રે, યુદ્ધ ભૂમિથી નાશી ન જાય; કાળા.
જે કોઇ રક્ષણ કરે સાધુ રંકનું રે, નિયમ ભપકો તે ક્ષત્રી કહેવાય. કાળા.
ખેતી હુન્નર વેપાર કળા જે કરે રે, કરે ગાયો તણી રક્ષાય; કાળા.
ગમ ખાય છે શાખ ખોતા નથી રે, તે તો વૈશ્યની જાત ઓળખાય. કાળા.
જેને એક ધંધો નવ આવડે રે, પરસેવા થકી ગુજરાન; કાળા.
જેને વિદ્યા વિવેક નહિં આવડે રે, મુઢ બુદ્ધિના શુદ્રો જાણ. કાળા.
કરે કુદરતિ પોતાના કર્મને રે, તેનું કારજ સૌ સિદ્ધિ થાય; કાળા.

કરે જાતિ સ્વભાવિક કર્મને રે, તે તો જાણે પ્રભુ પુંજાય. કાળા.
કર્મ કુદ્રતિ ગુણથી રહી તજો રે, તો એ બીજાથી શ્રેષ્ટ ગણાય; કાળા.
નિજ સ્વભાવે કર્મ તમે કરો રે, પાપી કર્મ નહિં કહેવાય. કાળા.
કરે સ્વભાવ પ્રમાણે કર્મને રે, દોષ વાળાં કદાપી હોય; કાળા.
તોપણ તેને તમે કદી નહિં તજો રે, કાર્ય દુષિત છે સૌ કોય. કાળા.
જેણે બધેથી આસક્તિ તજી રે, મનોનિગ્રહ ને ઇન્દ્રિ જીતાય; કાળા.
ઇચ્છાઓ સૌ નાશી જતી રે, એવો સન્યાસ સિદ્ધ થાય. કાળા.
સિદ્ધિ પ્રાપ્ત કરેલો જે જંન છે રે, તેને મોક્ષરે સાથી થાય; કાળા.
જ્ઞાન ઉત્તમ દશા જે બ્રહ્મ છે રે, કરે ધીરજથી મનની જીત. કાળા.
પંચ વિષયથી જે પાછો હઠે રે, નથી રાગ દ્વેષ કરવાની રીત; કાળા.
મન વાણી કાયાની જીત મેળવી રે, રહે એકાંતમાં લઘુ અહાર. કાળા.
ધ્યાન વૈરાગ્ય યોગને ધરી રહે રે, કરે કદી નહિં અહંકાર; કાળા.
લોભ મમતા અને ઇચ્છા તજે રે, તજે ક્રોધ અને અભિમાન. કાળા.
પ્રભુ ધ્યાનમાં પ્રસન્નતા રહે સદા રે, ભાઈ તે તો બ્રહ્મની સમાન; કાળા.
સર્વ પ્રાણીમાં સમદ્રષ્ટિ રાખતા રે, પ્રભુ ભક્તિનું જેને ભાન. કાળા.
પ્રભુ જાણીને શરણે રહો સદા રે, ભાઈ તે તો છે બ્રહ્મની સમાન; કાળા.
કરે સત્ કર્મ અર્પણ સૌ કરે રે, જે કોઈ પ્રભુપરાયણ થાય. કાળા.
શુદ્ધિ બુદ્ધિનો આશ્રય જે કરે રે, ચૂકે ચિંતન નહિં કદાય; કાળા.
મારી કૃપાથી સૌ કામો થશે રે, સૌ મુશ્કેલીઓ તરી જાય. કાળા.
તું તો શાન્તિ રે સુખને પામશે રે. એવો ભક્તિ તણો મહીમાય; કાળા.
તું તો અહંકાર ધરીને નહિં સાંભળે રે, તેમાં તારોજ થાશે નાશ. કાળા.
ધરી ગર્વને યુદ્ધ તું નહિં કરે રે, તારો નિશ્ચય મિથ્યા થાય; કાળા.

તારો સ્વભાવ યુદ્ધ કરવશે રે, થયો સ્વભાવે બંધન કર્મ. કાળા.
મોહ લીધે રે યુદ્ધ કરતો નથી રે, કરવો પડશે રે ધારો ધર્મ; કાળા.
સૌ પ્રાણીને રૂદીએ પ્રભુ રહે રે, ભ્રમણ કરાવે માયાથી જાણ. કાળા.
માટે સર્વ પ્રકારે શરણે જજેરે, મળે શાન્તિ અવિનાશી સ્થાન;કાળા.
તું તો પ્રભુમાં પ્રેમ ઘણો રાખજે રે, કરી પ્રભુને નમસ્કાર. કાળા.
પ્રભુ ભક્ત થજે રે પુંજા કરી રે, તને પામવાને પ્રભુ તૈયાર; કાળા.
પરિત્યાગ કરી સર્વ કર્મનો રે, પ્રભુ એકલાને શરણે આવ. કાળા.
પ્રભુ પાપથી તુજને છોડાવશે રે, લાખ શોક પણ મનમાં ન લાવ; કાળા.
નહિં ભક્ત તપસ્વિ નહિં તેહને રે, જેહ શ્રવણ કરે નહિં કાન. કાળા.
પ્રભુ નિંદા કરે વિષય મોહથી રે, તેને કહીશ નહિં આજ્ઞાન; કાળા
મારા ભકતોમાં જ્ઞાન ફેલાવજે રે, તેથી થાશે તેનો ઉદ્ધાર. કાળા.
જ્ઞાન ફેલાવનાર મને બહુ ગમે રે, પ્રગટે તેવાની ઉપર પ્રેમ; કાળા.
આવો સંવાદ અભ્યાસ જે કરે રે, પુજા જ્ઞાન યજ્ઞોનો તેમ. કાળા.
શ્રદ્ધાવાન થઇ જે સાંભળે રે, મારી નિંધા નહિં કરનાર; કાળા.
તે તો તેજસ્વી લોકમાં પામશે રે, પૂર્ણ પાપ થકી છૂટનાર. કાળા.
ત્યારે અર્જુનજી એમ ઓચરે રે, મોહ નાશી ગયો છે જરૂર; કાળા.
દઢ જ્ઞાન મુજને અતિ મળ્યું રે, મારા સંદેહ સૌ થયા દૂર. કાળા.
વ્યાસ કૃપાથી યોગ સંભળાવ્યો રે, રાજા ધ્રુતરાષ્ટ્ર ખુશી થાય; કાળા.
સંજયને શાબાશી આપતા રે, હરિ ગુણ થકી હરખાય. કાળા.
કૃષ્ણ યોગી રે જહાં બીરાજતા રે, તહાં અર્જુનનો અવતાર; કાળા.
લક્ષ્મી વિજય સુખ વાસો કરે રે, રાજનીતિ અને વ્યવહાર. કાળા.
યોગ સન્યાસ આ પૂરો થયો રે, પૂરો અઢારમો અધ્યાય; કાળા.

મહા યોગી કૃષ્ણ ગુરૂ માહરા રે, દાસ ગોવરધન ગુણ ગાય. કાળા.
અંતર વૃત્તિ સૌ શુદ્ધિ કરીને, સૌ સાથે રે બેઉ કરજોડ; કાળા.
સૌ શોર કરીને બોલજો રે, બોલો જય જય શ્રી રણછોડ. કાળા.

---

## ગીતા મહાત્મ.

પામર પ્રભુ રસ તે શું પીએ–એ રાગ.

શ્રવણે ગીતા જે સાંભળે, પ્રીતે કરતા જે પાઠ, પ્રીતે કરતા જે પાઠ.
અતિ રહે છે અભ્યાસમાં, વાંચી અધ્યા દશ આઠ, વાંચી અધ્યા દશ આઠ.
વાંચી અર્થ જે સમજતા, તેવો પાળે આચાર, તેવો પાળે આચાર. શ્રવણે.
તેના પાપો પ્રલે થશે, જાએ મુક્તિને દ્વાર, જાએ મુક્તિને દ્વાર. શ્રવણે.
પાઠ થાએ છે જે સ્થળે, ગીતા તણું જ્યાં સ્થાન, ગીતા તણું જ્યાં સ્થાન. શ્ર૦
તીર્થ દેવો સૌ ત્યાં વસે, ઋષિ યોગી સુજાણ, ઋષિ યોગી સુજાણ. શ્રવણે.
નારદ ઉદ્ધવ ત્યાં આવતા, પન્નગ પાર્ષદ ચાર, પન્નગ પાર્ષદ ચાર. શ્રવણે.
આવે કૃષ્ણ ગોવાળીઆ, આવે ગોપી તે વાર, આવે ગોપી તે વાર. શ્રવણે.
ગીતા પાઠ જ્યાં થાય છે, સરવે મળતી સુસ્હાય (૨) શ્રવણે.
ચર્ચા ઉપદેશ પાઠમાં, જાતે આવે જગરાય. (૨) શ્રવણે.
ગીતા આશ્રયે પ્રભુ રહે, પ્રભુનું નિવાસ સ્થાન. (૨) શ્રવણે.
ગીતા જ્ઞાન પ્રભુને ઘણું, દીધું લોકમાં દાન. (૨) શ્રવણે.
ગીતા વિદ્યા ઘણી શ્રેષ્ટ છે, બ્રહ્મ સ્વરૂપ ગણાય. (૨) શ્રવણે.
અર્ધ માત્ર અવિનાશ છે, આત્મિક તત્વ જણાય. (૨) શ્રવણે.
અનિરવાચ્ય ને નિત્ય છે, ત્રણે વેદ સમાન. (૨) શ્રવણે.

પુરા પરમાનંદ રૂપને, ઘણાં તત્વોનું જ્ઞાન. (૨) શ્રવણે.
નિશ્ચળ મન રાખી નિત્ય જે, વાંચે અધ્યાય અઢાર. (૨) શ્રવણે.
પુરો પાઠ ન થાય તો, પાઠ અરધો જો થાય. (૨) શ્રવણે.
નક્કી એક જ ગાયનું, તેને પુણ્ય જ થાય. (૨) શ્રવણે.
ત્રીજા ભાગના પાઠમાં, મળે ગંગાનું સ્નાન. (૨) શ્રવણે.
છઠ્ઠા ભાગના પાઠથી, સોમ યજ્ઞનું દાન. (૨) શ્રવણે.
એક અધ્યાય જે વાંચતા, પામે રૂદ્રના લોક. (૨) શ્રવણે.
મનુષ્ય મન વંતર સુધી રહે, ચોથા ભાગનો શ્લોક. (૨) શ્રવણે.
દશ, સાત, ને પાંચ તે, ચાર, ત્રણ, ને બે; એક અર્ધો રે જો ભણે;
ચંદ્ર લોકમાં રહે, ચંદ્ર લોકમાં રહે. શ્રવણે.
ગીતા હમેશાં વાંચતાં, આગે સૌ નર નાર. (૨) શ્રવણે.
સુણી એવું જે આચરે, મળે મોક્ષનું દ્વાર. (૨) શ્રવણે.
ગીતા ગીતા જો આચરે, તેની સદ્ગતિ થાય. (૨) શ્રવણે.
પાપી વકુંઠ પામશે, વિષ્ણુ કરશે રે સ્હાય. ( ૨ ) શ્રવણે.
ગીતા મન ન જો થાય છે, ભલે કર્મો કરાય. ( ૨ ) શ્રવણે.
જીવન મુક્ત તે જાણવો, પદ મોટું પમાય. ( ૨ ) શ્રવણે.
જનકરાયે જરૂર તે, લીધું ગીતાનું જ્ઞાન. ( ૨ ) શ્રવણે.
પાપ રહીત તે થયા, પામ્યા મુક્તિ ને માન. ( ૨ ) શ્રવણે.
ગીતા પાઠ જે જન કરે, મહીમા પાઠ ન થાય. ( ૨ ) શ્રવણે.
પાઠ નિષ્ફળ તે જાણવો, મહેનત મિથ્યા રે જાય. ( ૨ ) શ્રવણે.
મહાત્મ સાથે ગીતા ભણે, કરે રોજ અભ્યાસ. ( ૨ ) શ્રવણે.
દુર્લભ ગતિ તે પામશે, વ્યાપે સ્વર્ગમાં વાસ. ( ૨ ) શ્રવણે.

શ્લોક બોલે શો સાર છે, પાળે તેવો આચાર. ( ૨ ) શ્રવણે.
જીવન મુક્ત તે જાણવો, બીજા જાણો ગમાર. ( ૨ ) શ્રવણે.
ગીતા મહાતમ સંભળાવ્યું, કીધું કાવ્યમાં સાર. ( ૨ ) શ્રવણે.
દાસ ગોવરધન દીલથી, જપો જુગદા રે આધાર. ( ૨ ) શ્રવણે.



# विकृतबुद्धिनो विवाह.

કૉલેજો, શાળાઓ વગેરેના મેળાવડા વખતે ભજવી શકાય તેવું બે ઘડી ગમ્મત કરાવનારૂં હાસ્યરસપ્રધાન ત્રણ **અંકી** સ્ત્રીપાત્ર વિનાનું ગદ્ય નાટક. વડોદરા રાજ્યની શાળાઓમાં ઈનામ તથા લાઇબ્રેરીઓ માટે મંજુર થયું છે. **કીમત સાત આના.**

# कुसुममाळा.

**સચિત્ર–ચોથી આવૃત્તિ.** **કીંમત આઠ આના.**

રા. રા. નરસિંહરાવ ભોળાનાથ કૃત સંગીત કાવ્યોનો **સંગ્રહ.** માધ્યમિક નિશાળોમાં ટેક્સ્ટબુક તરીકે ઉપયોગ કરવા માટે સરકારે હુકમ નં. ૧૫૧૬૩ સન ૧૯૧૨થી મંજુર કરેલો છે.

**પાગલ હરનાથ**–ભા. ૧ લો. (શ્રીકૃષ્ણના પરમભાવિક **ભક્ત** ઠાકુરશ્રી હરનાથના ભાવપૂર્ણ ૩૮ પત્રો. જીવનચરિત્ર સાથે.) **કીંમત આઠ આના.**

# विकृतबुद्धिनो विवाह.

કોલેજો, શાળાઓ વગેરેના મેળાવડા વખતે ભજવી શકાય તેવું બે ઘડી ગમ્મત કરાવનારૂં હાસ્યરસપ્રધાન ત્રણ અંકી સ્ત્રીપાત્ર વિનાનું ગદ્ય નાટક. વડોદરા રાજ્યની શાળાઓમાં ઇનામ તથા લાઇબ્રેરીઓ માટે મંજુર. **કીંમત સાત** આના.

**જીવનલાલ અમરશી મહેતા.**

ઠે. ડિસ્ટ્રીક્ટ કોર્ટ પાસે—**અમદાવાદ.**